# લાડકડો લાલજી.

પ્રગટ કરનાર

હિંમતલાલ ગરબડદાસ ગાંધી.

નડીઆદ—અમદાવાદી બજાર.

આવૃતી ૧ લી.

સને ૧૮૯૪

નડીઆદ—સત્યસાગર પ્રેસ.

કીંમત ૦-૨-૬ ફક્ત

# અર્પણ પત્રીકા.

---

ગ઼. રા. મોતીરામ મોહનદાસ
(કાઠીયાવાડ) પીંપળી.

પ્રેમી બંધુ:—

જેવો મારા પ્રત્યે તમારો અપુર્વ પ્રેમ. અને મિત્ર ધર્મ બજાવવાનો દ્રઢ નિશ્ચય તેવો મેં આજ સુધી કોઈપણ મિત્ર તરફથી જોયો નથી. તમારા પ્રેમોપકારનો બદલો મારાથી વળી શકે તેમ નથી પણ આ નજીવું પુસ્તક સહપ્રેમે અર્પણ કરૂં છું તે સ્વીકારશો, એવી આશા રાખું છું.

**લી. તમારો પ્રેમ બંધન મિત્ર.**

**હીમતલાલ ગરબડદાસ ગાંધી.**

# પ્રસ્તાવના.

આજ કાલના ઉછરતા જુવાનો જે પુસ્ત-
કો બનાવેછે તેમાં એમ બતાવેછે કે તે માત્ર
દેશની સેવાને અર્થેજ બનાવામાં આવ્યું છે.
પણ જો તેમજ હોયતો તેઓએ નફાની આ-
શા રાખવીજ જોઇતીનથી. પણ આતો એકના
આઠ થતા સુધી પણ કીંમતમાં વધારો કર્યાંજ
જાયછે. તેમ નહીં કરતાં હું કબુલ કરૂંછું કે
આ પુસ્તકમેં મારા પોતાના સ્વાર્થને માટેજ
પ્રગટ કર્યું છે. તોપણ હું એટલું યાદ રાખું
છું કે મારા પોતાના સ્વાર્થને અર્થે મારા સ્વ-
દેશી બંધુઓને દુર્બોધ નઆપતાં તેઓમાં જે-
મ કેળવણી નિતી, અને વિવેક વધે તેમ કરવુ.
જોઇએ. અગર જોકે આ મારો ત્રીજો–ચોથો
પ્રયાસ છે, તોપણ મારી લઘુવયી મતીને લીધે
તેમાં આવેલી ભુલચુક માટે વિદ્વાનો તરફથી
માફી મળવા આશા રાખુંછું.

પ્રગટ કર્તા.

પ૯૪૦

# લાડકડો લાલજી.

## પ્રકરણ ૧ લું.

અતી રિદ્ધી સિદ્ધી સાથે પ્રસિદ્ધતાને પામેલું આ એક વિશાલ નગર હતું. આ વખતે તે આખા ગુજરાતની રાજધાની હતું. ગામની રચનાઓ એવી તો સુંદર મન પસંદ હતી, કે ઘણા દુર દેશના લોકોને પણ તે જોવાનું મન થઈ આવ્યા વિના રહેતું નહીં. શહેરની ચોગરદમ એવો મોટો મજબૂત કીલ્લો હતો, કે ગમે તેવા જબરા દુશ્મનો છતાં તે લેવાની કોઇની હિંમત ચાલતી નહીં. પ્રજા ઉદ્યોગી તેમજ સુખી હતી. લક્ષ્મી દેવી જાણે આજ ગામમાં પોતાના સ્વામી ભગવાન

હોયની! તેમ લોભાઈ ગઇ હતી. શેરીઆઓ અને નગર શેઠોની હવેલીઓ જોતાં કોઇ નવો સવો પરદેશી તો ત્યાંનો ત્યાંજ સ્તમ્ભ થઇ ઉભો રહેતો હતો. આખો દીવસ અને રાત્રે પણ ગાડીઓના ધમકારા બંધ થતા ન હતા. હજારો પરદેશી લોકો આ શહેરની લક્ષ્મીથી લોભાઇ પોતે અહીંજ રહેવાનો નિશ્ચય કરી રહેતા હતા. તેઓ પણ સર્વે પ્રકારે સુખીજ હતા. કેટલાક તો પુષ્કળ પૈશા પેદા કરી પોતાને દેશ રવાના કરતા. બજારમાં દુકાનો તરફ જોતાં ત્યાં એટલી તો ગ્રાહકોની ભીડ હતી, કે જોઇતી ચીજ એકદમ લેવા જતાં મળી પણ શકતી નહીં. નગર મ્યુનીસિપાલેટીએ દીવસમાં બે વખત પાંણીથી છંટતા રાજમાર્ગ એવા સાફ હતા કે હજુ આમને આમ ક્યાં સુધી જઇશું, તેનો વિચાર કર્યા વિના કોઇ પણ માણસ બે ત્રણ ગાઇલ નીકળી જ-

તો હતો. વાંચનાર આ શહેર કયું? તેં તે હજુ જાણ્યું નહીંજ હોય? તો હવે તને વધારે વાર ગુંચવાડામાં નહીં રાખતાં જણાવવું જોઇએ કે આ શહેર પ્રતાપી મહારાજા સીદ્ધરાજ જયસીંહ દેવની રાજધાની પાટણ હતું. અને આ વખતે રાજ્ય પણ તેજ કરતો હતો. તે શૂરવિર, ન્યાયી, વિદ્વાન તેમજ સર્વ સદગુણ સંપન્ન હતો.

ઉપર પ્રમાણે પ્રજા વર્ગ સ્વર્ગના સુખો સાથે જાહોજલાલી ભોગવતો હતો, છતાં આ વખતે તેમના મોં ઉપર ભરપુર ઉદાસી ખુલ્લી દેખાઇ આવતી હતી. સઘળા બજારમાં ભેગા થઇ જાણે કાંઇ ભારે ભય આવી પડ્યો હોય તેમ વિચારમાં લીન થઈ જતા. અને જાણે ખરેખર તે ભય તેમના પર તુટી પડ્યો હોય, તેમ થોડી વારમાં વિખેરાઈ જઇ છુપાઈ જતા. ત્યારે શું તેઓની પાછળ કોઈ મનુષ

ભક્ષી રાક્ષસ લાગેલો હતો? અથવા તો કોઇ ભયંકર હીંસક પ્રાણીનો, કે પરધર્મી દુસ્મનો-નો ભય હતો એમ? ના, તેમ કાંઇજ નહોતું પણ સીધરાજના વખતમાં કોઇ આમરશી ક-રી કોટવાળ હતો, તે તેઓના કર્તાં પણ બૂરો હતો. તે વખતમાં કોટવાળની સત્તા પ્રબળ હતી. કોઈ પણ ફરીઆદી પ્રથમ કોટવાળને મળ્યા શીવાય, અથવા તેની પરવાનગી શી-વાય, મહારાજા પાસે ફરીઆદ કરી શકતો ન-હીં! તેથી કોટવાળ પોતેજ રાજા કર્તા વિષેશ હુંપદ ધરાવતો હતો. પ્રજા જેટલું માન સી-ધરાજને નહીં આપતી તેથી વિષેશ માન કો-ટવાળને આપતી. કારણ કે તેમનાપર તેનો એટલો બધો જુલમ હતો, કે સર્વ તેનાથી બીતા હતા. જ્યારે જ્યારે કોટવાળ બજારમાં ફરવા નીકળતો ત્યારે સઘળા વેપારીથી તે ભીખારી સૂધી તેને નમીને સલામ કરતા.

અને તે પ્રમાણે કરતાં જો કોઇ ચુકી જતો તો તેને ભારે શીક્ષા થતી. આથી સર્વ લોક તેનાથી છળ્યાને છળ્યા રહેતા હતા. જો-બજારમાં કોઇ અમથીજ બૂમ ઉરાડતું, કે કોટવાળ સાહેબ પધારે છે, તો સર્વ કોઇ ઉભું થઈ જતું. અને પા કલાક સુધી વાટ જોતું ઉભુંજ રહેતું. વળી કોટવાળને કોઇપણ ચીજના પૈસા ખર્ચવા પડતા નહીં. સીધા સામાનને માટે નેસ્તી (મોદી) લોકોને માથેજ કર હતો. શાક ભાજી માટે કાછીઆની દુકાનો તૈયારજ હતી. વસાણાં, તથા ઔષધીને માટે ગાંધી, તથા પરચુરણ સામાનને માટે મનીઆરાની દુકાનોની કાંઈ ખોટ નહોતી. કદાચ કોઈ ચીજ કોઇ દુકાનદાર આપવા ના પાડતો તો, તુરતજ પોલીસ મારફતે તેને પોતાને ઘેર પકડી મંગાવતો. અને એવોતો સખત માર મારતો, કે કેટલાક છ છ મહીના સુધી રી-

બતા, કેટલાક અપંગ થતા, તથા કેટલાક તો થોડી મુદતમાંજ પ્રાણુ તજી દેતા હતા. આટલો બધો જુલમ જોઇ પ્રજા કંટાળી હતી. તથા મોહારાજા સીધરાજને એ વાતની કેવી રીતે ખબર આપવી, એ વિચારમાં ગરકાવ હતી. તથા કેટલાક ચોટા વચ્ચે ભેગા થઈ વિચાર કરતા હતા. પણુ જો એટલામાં કોઇ કોટવાળનું નાગ સાંભળાતું, તો જેમ સીંહનો સાદ સાંભળી સીયાળનું ટોળું ચોગરદમ વિખેરાઇ જાય તેમ સઘળા વિખેરાઇ જતા. અને જાણે કોઇજ જાણુતા ન હોય, તેમ આડા અવળી બેસી જતા; તથા કામે વળગી પડતા હતા.

---

## પ્રકરણ ૨ જું.

બરાબર પાંચ થયા છે. આખા દીવસના આવતા લૂના ઝપાટા બંધ થઇ હવે પવનની

થંડી લ્હેરો આવવી શરૂ થઇ છે. નિશાળમાં છુટી થવાથી છોકરાં હરખાતાં હરખાતાં ઘર ભણી દોડેછે. નગરશેઠો, અને શેઠીઆઓની ગાડીઓ ધમધમાટ કરતી ગામ બહાર બાગમાં, કોઇ સરોવર પર, કોઈ નદીપર જતી નજરે પડેછે. આકાશ તરફ જોતાં પક્ષીઓનાં ટોળેટોળાં પોતાના માળા તરફ જતાં દ્રષ્ટીગોચર થાયછે આ વખતે એક ભભકાદાર પુરૂષની ગાડી બજાર વચ્ચે થઇ ચાલી. સઘળા દુકાનદારો ઉભા થયા, અને અર્ધા વાંકા વળી સલામ કરી. ચાલતાં ચાલતાં એક ભવ્ય મકાન આગળ તે ગાડી થોભી. તરતજ પેલો પુરૂષ ઉતરી પડયો, અને તે મકાનમાં દાખલ થયો. તેને જોતાંજ એક સ્ત્રી જે અંદર બેઠી હતી, તેણે ઉભા થઇ આસને બેસાર્યો; બાદ સ્ત્રી બોલી "પ્યારા, આજે આપનું મુખારવિંદ અત્યંત ખુશી હોય એમ સ્પષ્ટ ભાસેછે. તો એ-

તું તે શું ખુશી થવા જેવું છે? તે મને દાસીને જણાવશો. "કાંઇ નહી પ્રીયા" તે પુરૂષે જવાબ દીધો. તમારી ખુશાલીનું કારણ સાંભળી તને પણ ખુશી ઉત્પન્ન થયા વિના રહેશે નહીં. પણ તારૂં મુખ કમળ આટલું બધું ઉદાસીમાં કેમ દેખાય છે? શું તારે કોઈ સાથે બોલવું પડયું છે? અને તેણે તને ગાળો દીધી છે? જો એમ હોયતો તુરત મને કહે કે હમણાંજ તે માણસ આ દુનીયામાં હતું ન હતું કરી નાંખું." "પ્રાણનાથ, તેમ કાંઇ નથી" સ્ત્રી બોલી " પણ તમારૂ એ ભાઇનું દ્રવ્ય તથા હોદો કોણ ભોગવશે એજ વિચાર આજ સહવારનો મારૂં હૃદય બાળીને ખાખ કરે છે." એમ બોલતાં તે સ્ત્રીની આંખ આંસુથી ભરાઇ ગઈ. "શાંન્તી પકડ પ્રીયા," તે પુરૂષ ખુશીના આવેશમાં બોલ્યો. "જેને માટે તું હમેશાં ઉદાસ રહેછે, તેજ તને અચાનક આ-

વી મળ્યું છે.” એટલું બોલી ગજવામાંથી એક ફળ કાઢી તે સ્ત્રીના હાથમાં મુક્યું. “આ ફળ અમુલ્ય છે. અને તે કોઇ અદ્દભૂત જોગી પાસેથી છીનવી લેવામાં આવ્યું છે. ચાલ જહે-લીથા. અને આ અમુલ્ય તક ખો નહીં.” તે સ્ત્રી સર્વ સાંભળી ફળ ખાઇ ગઇ.

હજુ તો તેમની વાતનો અંત આવ્યો ન-થી, એટલામાં બહારથી બારણું ઉઘડયું અને એક બીજો પુરૂષ અંદર દાખલ થયો. આ-સન ઉપર બેસતાં તે પુરૂષ બોલ્યો “ ભાઈ, આપણે આપણા સુખ તથા વૈભવ તરફ જો-તાં, રાજા કરતાં પણ વિષેશ સમૃધ્ધી ભોગ-વીએ છીએ. પરંતુ એક પુત્રવિના આ સઘ-ળું કોણ ભોગવશે, એ વિચારે મારૂં હૃદય બાળી નાંખ્યું છે. માટે જો મારી ભાભીની ખુશી હોયતો તું ફરીથી લગ્ન કર; અથવા તો હું કરૂં. માટે તારો શો વિચાર છે તે મને જ-

ણાવ." "કાંઇ જરૂર નથી;" તેણે ઉત્તર વાળ્યો "ઇશ્વરની+ મરજીવિના સહસ્ત્ર આો-ઓ કરવા છતાં પણ પુત્ર પ્રાપ્તી થતી નથી. માટે મારા મત પ્રમાણે તો એ વિચાર ફેરવવો એજ દુરસ્ત છે. વળી કદાચ મારાથી વિરૂદ્ધ પડી એ કામ કરશે, તો એમ જોણજે કે તું કદીપણ સુખી થનાર નથી." એક શબ્દ વ-ટીક બોલ્યાવિના તે પુરૂષ ચાલ્યો ગયો. સ્ત્રી હસીને બોલી "વ્હાલા, ઠીક કર્યું કે તમે ફ-ળની વાત તમારા ભાઇને જણાવી નહીં. કા-રણ કે જો તેને ખબર પડે તો આજથીજ તે પોતાની દોલત ઉડાવી મૂકે." "એમતો કયાં ઓકળીઓ ગાંડો હોયકે દીવાળીને દહાડે બેશ ખાય!" મુછપર હાથ નાંખતો પુરૂષ બો-લ્યો, "મારી ખરી વાત હું તેને કહી જણા-

+ અવિચારી, અહંકારી, અને મુર્ખ મ-નુષ્યની વાતો હમેશાં ડાહીજ હોયછે.

વનાર નહીં. વળી હવેથી તે પૈસા ઉડાવી ન-
દે, તેને માટે સખતાઇ કરીશ. તથા ગુપ્ત મા-
ણસ પણ મૂકીશ. એ બાતની તારે હવે કાંઇ
ફીકર રાખવી નહીં. " એટલામાં એક નોકરે
આવી ખબર કરી કે વાળુવખત થઇ ગયોછે
કે તરતજ ઉઠી બંને રસોઇ ખાનામાં પ્રવેશ
કર્યો. વાંચક, આ સ્ત્રી તથા પુરૂષકોણ ? તે
બીજું કોઇ નહીં. પણ કોટવાળ કુંવરશી ત-
થા તેની સ્ત્રી હતી. અને પાછળથી આવેલો
પુરૂષ તેનો (કોટવાળનો) ભાઇ ખેતશી હતો.

---

## પ્રકરણ ૩ જું.

ઘંટીઓના ઘોર ચોગરદમથી સંભળાય
છે. વલોણાના ધમકારા ઉંઘતા માણસને જા-
ગૃત કરેછે. મસીદમાં મુસલમાન લોકો બાંગ
પુકારી રહ્યાછે. કેટલાક મકાન બહાર ઓટલા
ઉપર બેશી શાસ્ત્રનાં પુસ્તકો વાંચેછે. કેટલાક

ઈશ્વર પ્રાર્થના કરેછે. દેવળનાં દ્વાર ખુલવા માંડયાંછે. સુર્યનારાયણનો પ્રકાશ જેવો તેવો પડયોછે. આ વખતે એક સિપાઇએ આવી સુયાણીના ઘરનું બારણું ઠોકયું. સુયાણીએ જાગૃત થઇ બારણું ઉઘાડયું. અને કોણ અને કોનાતરફ આવ્યાછો એમ પૂછયું. સિપાઈએ તેના કાનમાં કાંઇ કહ્યું કે તરતજ તેનામાં કાંઈ નવો જુસ્શો, અને ઉમંગ આવ્યાં હોય તેમ પોતાને જોઇતું સાહીત્ય લઈ, ઉતાવળી પેલા સિપાઇ સાથે ચાલી. ચાલતાં ચાલતાં એક ભવ્ય મકાન આગળ તેઓ આવી પહોંચ્યાં. અંદરથી કોઇ ગર્ભ પીડિત સ્ત્રીની બૂમ બહાર સુધી સંભળાતી હતી. તે તરફ પેલી સુયાણીને જવા કહી તે સિપાઈ પોતાના ઉપરી પાસે જઇ પહોંચ્યો. તેણે વળી તેના કાનમાં કાંઇ કહ્યું કે તુરતજ તે સજ થયો. અને પાછો શહેરમાં જવા નીકળ્યો. થોડીવાર

નાહી થઇ એટલામાં કોઇ બુઢ્ઢા જોશીને તેડી વળી હાજર થયો. અમલદારે તે જોશીને સર્વ વાતથી વાકેફ કરી ટીપણું ઉઘાડી ઘડીપળ જોવા હુકમ કર્યો. જોશીએ કહ્યું " સાહેબ, લીંબુ મંગાવી તે એક દાસીને આપો. અને ગર્ભ બહાર આવે કે તુરત તે લીંબુ મારા તરફ ગબડાવા હુકમ કરો. કારણ કે માણસને અહીં આવતાં વાર થાય; અને તેથી ઘડીપળ ખોટી મંડાય, તો તે ઉપરથી બનાવેલા જન્માક્ષર પણ ખોટા પડે " તુરત સીપાઇને હુકમ કર્યો કે તે કાછીઆની દૂકાને દોડી ગયો. સીપાઇએ કાછીઆ પાસે લીંબુ માગ્યું. પ્રથમતો તેણે આનાકાની કરવા માંડી પણ સીપાઇએ તેના કાનમાં ફકત ચાર અક્ષર કહ્યા કે તે બીચારો થર થર ધ્રુજવા લાગ્યો. અને માફ માગતાં બે સારાં પાકાં મોટાં લીંબુ તેના હાથમાં મૂક્યાં. જે લઇ જઇ અમલદારના હુ-

ક્રમ પ્રમાણે દાસીને સ્વાધીન કીધાં અને તે-
ને જોસીએ કહેલી વાત સારી પેઠે સમજાવી;
એટલે દાસી લીંબુ લઇ સુવાવડના ઓરડામાં
ચાલી ગઇ. પુત્રનો પ્રસવ થયો કે લીંબુ જો-
શીમહારાજ પાસે આવ્યું. એટલે ઘડીપળ નોં
ધીલઇ જોશીએ ઘર તરફ જવા રજા માગી.
તે મળી એટલે ઉઠી ચાલ્યો "આ તારૂં સ-
ત્યાનાશ જાયરે કોટવાળ!" જોશી ચાલતાં
ચાલતાં બબડવા લાગ્યો "ધર્મીને ઘેર ધાડ
અને કર્મીને ઘેર કુશળ; એ પ્રમાણે આ પર-
મેશ્વર તેં એને પૂત્ર આપ્યો! હેં! કળીયુગ ખ-
રેખર વ્યાપી ગયો! પેલો ફુલચંદ બીચારો કે-
ટલું બધું પૂન્યદાન કરેછે, પણ તેને એક પૂ-
ત્રી સરખી નથી આપતો ત્યારે એ કળીયુગ
નહીંતો બીજું શું ?!!" એ પ્રમાણે બો-
લતો ચાલ્યો ગયો.

કોટવાળને પૂત્ર થયાની ખબર સાંભળી

પ્રજા નારાજ થઈ. તેનું કારણ વાંચનારના ધ્યાનમાં સહેજ આવશે.

એક ફુટી બદામ પણ ખર્ચ કરવાની કોટવાળને બાધા હતી. પણ 'મફતનાં મરી તીખાં ન લાગે' એ પ્રમાણે વધામણી આપવા ડોશીવાળીઆ, અને નિશાળમાં તથા સગાં વ્હાલામાં મીઠાઈ વ્હેંચવા કદોઈનો ખોડો કાઢ્યો. આ પુત્રનું નામ લાલજી પાડ્યું.

---

## પ્રકરણ ૪ થું.

છોકરાંનું બગડવાનું કે સુધરવાનું કારણ માત્ર માબાપજ છે. લાલજી પાંચ વરસનો થયો. એટલે નિશાળે બેસારી વિદ્યા શીખવવાને બદલે નવી નવી તરેહવાર ગાળો શીખવવામાં આવી. * ખોટનો છોકરો હોવાને લીધે તરેહ

---

* આજ કાલ એવાં માબાપ ઘણાં હોય

તરેહની ખાવાની, પહેરવાની, રમવાની અને બીજી વસ્તુઓ મળવા લાગી. લાલજી સાત વર્ષનો થયો, ત્યારે એક દીવસ પોતાના બાપ સાથે બજારમાં ફરવા જવા તેણે રડવા માંડ્યું. મફતના નોકરોની ખોટ નહોતી. એક સિપાઇ-એ તેને ઉચકી લીધો. ચાલતાંચાલતાં બજાર-માં કોટવાળની સ્વારી આવી પહોંચી. દુકાન-દારો સઘળા ઉભા થયા; અને અર્ધા નમી સલામ કરી. કેટલાક તો ઉતાવળમાં પાઘડી નહીં જડવાથી દુકાનમાં સંતાઈ ગયા. આગળ ચાલતાં કંદોઇની દુકાન તરફ નજર પડતાં લાલજીએ જલેબી માગી. કંદોઇએ

---

છે. તેઓ બચ્ચાંને કેળવણી આપવાને બદલે તેને ખોટાં લાડ લડાવેછે. એટલે સુધી કે તે-ની માને તથા બાપને છ ચોક મરજી મુજબ ગાળો દે છે, એવા ઘણાદાખલા દ્રષ્ટી ગોચર થાયછે.

તરત તેના ગજવામાં એ ગુંચળાં ઘાલ્યાં, પ-
ણુ લાલજી એથી રીઝયો નહીં. અને બધી
લેવા માટે રડવા લાગ્યો. કોટવાળે લાલજીનું
રડવાનું કારણ સાંભળી લઇ જલેબીથી ભરે-
લી કઠરોટ ઉંચકી લેવા બીજા સિપાઇને હુક-
મ કર્યો. કંદોઇ બિચારો સ્તબ્ધ બની ગયો,
અને કથરોટ ઉંચકી જતા સુધી એક શબ્દ
વટીક બોલ્યો નહીં. આગળ ચાલતાં કોઇ ગ-
રીબ માણુસ ખજુર વેચવા રસ્તામાં બેઠો હ-
તો. ત્યાં પાછી લાલજીની સ્વારી અટકી. કો-
ટવાળે અંદરથી પાંચ શેર ખજુર આપવા
હુકમ કર્યો. ગરીબ! બીચારો શું કરે? આખો
દીવસ મેહેનત કરતાં બીચારો ચાર આના પે-
દા કરે! તેણે નીચું જોઇ રડતી આંખે ખજુ-
ર જોખી આપ્યું. વળી જો કોટવાળે તેની ર-
ડતી આંખ જોઇહોત તો તેનું આખું વ્હાડીઉં
ઉપડી જાત. માટે આંખમાં આંસું આવ્યા

છતાં તેને ખાળી ગફલાતે મ્હોડે બોલ્યો. "લ્યો મહારા નાના કોટવાળ! આવો" આ પ્રમાણે અતીશે જુલમથી લોકો ત્રાહે ત્રાહે પોકારી ગયા હતા. તેઓએ કોટવાળને ટાળવાના ઘણા ઉપાયો યોજ્યા, પણ સઘળા વ્યર્થ. શું કરે! જેને ફરીઆદ કરવાની તેનોજ અન્યાય! તો પછી કોને કહેવું!

લાલજી દીવસે દીવસે મોટો થતો ગયો તેમ તેમ તેને લાડ લડાવામાં કાંઇ બાકી રહી નહીં. ગામમાં ફાવે તેમ લુટે, મારે, ઝુડે, પણ તેને કોઈ પુછનાર ન હતું. દીવસે દીવસે તેને મીત્રો પણ તેના જેવાજ મળવા લાગ્યા. અને લાલજીને લીધે તેમનું પણ બળ ખુબ વધ્યું. વળી તેઓ સઘળા જુગટીઆ, રંડીબાજ, દારૂડીઆ તથા ગાંજાખોરીઆ હતા તેમણે પોતાના મિત્ર લાલજીને પણ તે સઘળા ધંધાથી વાકેફ કર્યો. લાલજી પરણેલો હતો

અને તેની સ્ત્રી સુશીળ, રૂપવંતી, તથા સદ્-
ગુણી હતી; પણ તેના ખરાબ મિત્રોની શી-
ખવણીથી તે તેણીને બોલાવતો નહોતો; સ-
ઘળા મિત્રો થોડા વખતમાં એક જુવાન, ખુ-
બસુરત ગુણકાને ત્યાં જવા લાગ્યા. ગુણકાએ
તેઓને એવા તો ફસાવી નાંખ્યા કે તેમને
પોતાને ઘેર જવાનું મન પણ થતું નહીં, અ-
ને જે ચીજ તે માગતી તે ગમે ત્યાંથી પણ
પેદા કરી આપવા લાગ્યા.

---

## પ્રકરણ ૫ મું.

ખાઈ પી સઘળા લોક પરવાર્યા હતા.
ઉનાળાનો દીવસ હતો જેથી કેટલાક તો ખા-
ઇને સુતા હતા. તાપ ઘણો સખત પડતો હ-
તો તેથી રસ્તા ઉપર માણસ ભાગ્યેજ નજર
આવતું. આ વખતે જડાવ પોતાના બારણા-

માં ઉભી રહી વિચાર કરેછે "અરે, પરમેશ્વર એ ભાઇ વચ્ચે એક દીકરો આપ્યો. તે પણ આવોજ હું!! એને દોસ્તી કેવી!! દારૂડીયા, જુગારી એવાજ એના મીત્રો. વળી ઘેર દીવા જેવી બૈરી મૂકી પેલી નીચ કુતરી ગુણકામાં એણે શું વધારે જોયું વારૂ? પણ એમાં ઈશ્વરનો શો દોશ? શું આવાત એનાં માબાપ નહીં જાણતાં હોય? આખુ ગાંમ જાણેછે ને એ કેમ ના જાણે? પણ આતો કોઇ કહેજ નહીં. એટલે એ ફાવે તેમ કુદે. વળી તેનો બાપ કદાચ નહીં જાણતો હોય, તો એ ગયાછે તે કહેશે એટલે એ શું કહેછે તે જોઉછું." એવાંમાં સામેથી પાર્વતીને આવતી જોઈ "વળી મને વિચાર થાયછે, કે આજે વહુનું મોં ઉતરેલું જણાય છે. માટે નક્કી એણે કાંઇ તોફાન કર્યું હશે એમાં શક નહીં" પાર્વતી આવી પહોંચી અને પોતાની કાકીજીનો

હાથ પકડી દીવાનખાનામાં લઈ ગઈ. કાકાજી સાથે બેસતાં પાર્વતી બોલી. " કાકીજી, મારા દુખની વાત હું કોને કહું? તમે તો મારાં હીતેચ્છુ છો. વળી તમો મોટાં છો, તેથી તમારે મોઢે કહેતાં મને ઘણી શરમ આવેછે. તોપણ કહ્યા વિના સિદ્ધી નથી. કારણ કે મારૂં હ્રદય જે હોળીના ભડકાની પેઠે બળેછે, તે જ્યાંસુધી મારી વાત તમને નહીં કહું, ત્યાં સુધી કદી શાંન્ત પડનાર નથી. પેટમાં બળવાની સગાઇ મારે તમારા વિના બીજા કોઇની નથી." આટલું બોલતાં તે રડી પડી. અને જાણે કાંઇ અસહ્ય સંકટ તેનાપર આવી પડ્યું હોય, તેમ બેભાન થઇ જડાવના ખોળામાં પડી. જડાવ પણ બે બાકળી બની ગઈ અને આંખોમાંથી આંસુ વ્હેવા લાગ્યાં. પણ સમયસૂચકતા ધારી પાસે પડેલો પાંણીનો લોટો ઝટ હાથમાં લીધો. પાર્વતીના ખુબસુરત

શ્યામણા ચ્હેરા ઉપર પાંણી છાંટતાં જરાક બોલી. "ઉઠ! વહુ ઉઠ! તારૂં દુ:ખ જોઇ મારા અંતઃકરણમાં જેકાંઇ થાયછે, તે ઇશ્વરજ જાણતો ભલો છે. પણ હવે તારી વાત સાંભળ્યા વિના મારાથી રહેવાતું નથી. માટે ઉઠ, મારી કુળદીપક વ્હાલી વહુ! ઉઠ! અને તારી સઘળી વાત કહે. હું જાણું છું કે તારૂં દુઃખ મારાથી ઓછું થઇ શકે તેમ નથી. તોપણ મને કહેવાથી તને જરા શાન્તી વળશે. માટે હવે વધારે વાર લગાડી તું દુઃખી ન થા. અને મને ન કર. કારણ કે તારી વાત સાંભળવા હું એટલી આતુર છું, કે જેમ જેમ તું વાર લગાડે છે તેમ તેમ મારૂં કાળજું કપાઇ જાય છે" પાર્વતી હવે જરા સુદ્ધીમાં આવી અને થોડીવાર પોતાની કાકીજીના મોં તરફ ટગર ટગર જોઇ બોલી "કાકીજી, તમારી હું કેટલી ઓશીંગણ થાઉં! માતા કરતાં પ-

ણુ મારા પ્રત્યે તમારો પ્રેમ ઘણો. અને પે-
ટમાં બળવાની સગાઇ કેટલી! જેમ રેતીના
રણમાં તાપે તપેલા માણસને એક ઝાડ પ્રાણ
દાતા થઈ પડે, તેમ તમે પણ આ વખત પ્રા-
ણદાતા થઈ પડયાં છો. કાકીજી હું ખરૂં ક-
હુંછું કે મારી વાત સાંભનાર અને મને દી-
લાસો દેનાર તમે ન હોત. તો કયારનીએ હું
મારાં કૃત્યનો જવાબ દેવા ઇશ્વરની હજુરમાં
હાજર થઈ હોત. આખરે તો મારી સ્થિ-
તી એજ થવાની છે. મારૂ આયુષ હવે
પુરૂં થવા આવ્યું છે, એ ખાતરીથી માનો.
કારણ કે જો તેમ ન હોત તો આમ ઉપરા
ઉપરી દુઃખ પડત નહીં. કાલેજ મારા પતી
મારી પાસે આવ્યા; અને મને મીઠાં પણ ક-
પટી વચને પ્યાર જણાવ્યો; તેથી મેં ધાર્યું
કે હવે એમની મતી કાંઈ સુધરી ખરી. પણ
અફસોસ! મારૂં ભાગ્ય એવું મોટું કયાંથી હો-

યું! બરાબર રાતના બાર વાગતાં જ્યારે હું ભર નિંદ્રામાં હતી ત્યારે તેમણે ઉઠી મારી પેટી ઉઘાડી. સઘળું ઘરાણું કાઢી લીધા પછી મને જોરથી એવી તો લાત મારી કે મારી કેડનાં હાડકાં ભાંગીજ ગયાં. પછી એતો ગુણુકાના ઘર ભણી રસ્તે પડયા, અને મેં બાકીની રાત્રી આંસુપાતમાં ગુજારી. હજી પણ બેસતાં, ઉઠતાં, અને નમીને કામ કરતાં મારી કમર દુખેછે. હવે હું એમ ધારૂંછું કે આમ હવે માત્ર થોડા દીવસ ચાલશે એટલામાં હું ઇશ્વરની હજુરમાં પહોંચી જઇશ." આમ બોલતાં પાર્વતીએ પોતાનાં આંસુ લોવા માંડયાં. "છાની રહે, વહુ," જડાવ ધીરજ આપતાં બોલી "સંકટ સમગે ધીરજ રાખી ઇશ્વરની મદદ માગવાથી તે હમેશાં વારે ચઢયા વિના રહેતો નથી, માટે તું તેનીજ પ્રાર્થના કરી મદદ માગ્ય. જેથી થોડા વખતમાં તારૂં દુઃખ

દુર થશે. વળી હવેથી તું એનો (લાલજીનો) વિસ્વાસ રાખીશ નહીં. તેનાં આવાં કામો માટે મેં તેના બાપને ઠપકો દેવા એમને મોકલ્યા છે." "વારૂ, કાકીજી બેસો. મને વાર ઘણી થઈ, માટે હવે હું જાઉં છું વળી ઘેર કાંઇ કામ હશે તો સાસુનો ઠપકો મળશે "જા, વહુ, હમેશ આહીં આવતી રહેજે. જેથી તારા દુઃખમાં થોડો ઘણો ઘટાડો થઇ વિશ્રાન્તી મળશે." પારવતી સડ સડાટ કરતી ચાલી ગઇ. એટલામાં ખેતશી આવી પહોંચ્યો. "પ્રીયા" ખેતશી પોતાની સ્ત્રી સાથે બેસતાં બોલ્યો "મારો ભાઇ પોતાના અભીમાનમાંથી જાગૃત થવાનો નહી. મેં તેને સહેજ કહ્યું, એટલામાં તેણે અવળો અર્થ લીધો કે 'મારે છોકરો છે તે તને ગમતું નથી." ફરી વધારે મેં તેને કાંઇ કહ્યું નહીં, પણ લાગલોજ ઉઠી પાછો ફર્યો. હવે મેં એવો વિચાર કર્યો છે કે

મારે તેની સઘળી ચીકિત્સા જોવી. અને તેટલામાટે ભીખારીનેવેશે તેમની પાછળ જામોતીને મહેલે જવું. અને ત્યાં તેના મિત્રોની વાતચીત, ગુણકાનો વિચાર, તથા તેના મનસુબા જોવા. કેમ, તારો શો વિચાર છે?" "પ્રાણનાથ" જડાવ બોલી "ગમે તેમ કરો પણ હવે એ સુધરનાર નથી. હમણાંજ તેની વહુ અહીંથી ગઇ. તે બિચારી મારે મોઢે રડી પડી. કાલે લાલજી તેને મેડે ગયો હતો. અને તે બિચારી ભોળીને સમજાવી પેટીમાંથી સઘળું ઘરાણું જામોતીને ત્યાં લઇ ગયો" "એમક?" ખેતશી ચોંકીને બોલ્યો "ત્યારે તો એ ઘરાણાનું કેવી રીતે થયું એ પણ મને આજ જણાશે માટે જરૂર આજેજ જવું.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

"ચારતો થઇ ગયા, અને હજુ કોઇ આવ્યું નહીં. આજ ફરવા જવુંછે. વળી પણ જામોતી પણ વાટ જોતી હશે. માટે ત્યાં પણ વ્હેલું જવાયતો ઠીક. આજતો ખુબ તાલમેલ કરી ભભકો બતાવવો, અને બીજબાની પણ આપવી; કે જેથી જામોતી અને સઘળા દોસ્તો અંજાઇ જાય. અને સઘળાં વાહવાહ કરી માન આપે. તથા હુકમ પણ પાળે. મુળતો હું કોટવાળનો દીકરો, એટલે સઘળા બીતા રહેજ! તેમાં વળી ઉપરા ઉપરી બીજબાની આપીએ એટલે પછી પુછવુંજ શું?" એમ વિચાર કરતો લાલજી પોતાના દીવાનખાનામાં આમ તેમ ફરેછે, એવામાં તેના બે ચાર મિત્રો આવી પહોંચ્યા. "કેમ દોસ્ત, આજે ફરવા આવવુંછે કે?" નીસર્ણીમાં ચઢતાં નારણ જે સઘળાંથી વ્હાલો મિત્ર હતો તે બોલ્યો. "આવર-

દાતો લાંબો જણાયછે. હમણાંજ હું તમારૂં સ્મરણ કરતો હતો, તેટલામાંતો તમે આવી પહોંચ્યા." 'આજતો પેલીને ત્યાંપણ જવું છે.' બીજો મીત્ર ગોવિંદ આંખથી ઇસારત કરતો બોલ્યો "આજ સહવારે હું તેને મળ્યો હતો. તેણે જરૂર સમ ખાઇને કહ્યુંછે કે શેઠને તેડી લાવજે 'ચાલો ત્યારે' લાલજી બોલ્યો 'આજતો ગીજબાની આપવા વિચારછે. માટે જરા વ્હેલા જઇએ, કારણકે હજુતો આપણે કંદોઇને ત્યાં અને કલાલની દુકાને રોકાવું પડશે." એટલું બોલી લાલજીએ પેટી ઉઘાડી, અને અંદરથી જરીયાની સુરવાળ, અઓી કરેલું અંગરખું, કમરે બાંધવાનું સેલું, બત્તી ઘાટની પાઘડી, વિગેરે તમામ રાજવંશી ડ્રેસ કહાડી પહેરી લીધો. કમરમાં કટાર, તથા ઝુલતી તરવાર પણ બાંધી દીધી. પોતાના મિત્રોને નોકર બનાવી, આ વેશ ધારી રાજા હવે બજારમાં

નીકળી પડયો. કંદોઈની દુકાન પાસે આવતાં એક નોકરને અંદરથી જોઇતી મીઠાઇ ઉપાડી લેવા હુકમ કર્યો. તરતજ એકજણ દુકાન ઉપર ચઢી ગયો; અને કંદોઇને માર મારી એક કથરોટમાં સઘળી મીઠાઇ ગોઠવી લઈ ચાલવા માંડયું. " મજુર " લાલજીને એકદમ યાદ આવ્યાથી બોલ્યો " હજુ આપણે કલાલની દુકાને તો ભુલી ગયા. ચાલો ત્યારે કોઇ મજુરને ખોળી કાઢો એટલે તેને માથે કથરોટ મુકી, આપણે જઈ બાટલીઓ લાવીએ. " એવામાં ખેતશી (લાલજીનો કાકો) ગરીબ મજુરને વેશે હાથમાં આવ્યો. તેને માથે મીઠાઈની કથરોટ મુકી, સઘળા આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં લાલજીએ નારણને કહ્યું " કેમ પેલો દોરો વેચ્યો કે ? તું જાણે છે તો ખરો કે એવિના બાકીની સઘળી ચીજો મેં જામોતીને આપી દીધીછે. અને હવે સઘળી આશા

તેના ઉપરજ છે. " " તેતો ખોવાઈ ગયો "
નારણ ગભરાઇને બોલ્યો. "કાલે મેં તે મારા
કબજાના ગજવામાં મૂકયો હતો. તે ઘરમાંથી
કોઇએ કાઢી લીધો હશે " " ત્યારે હવે? "
લાલજી પણ ગભરાઇને બોલ્યો " તને કોઇ
ઘેર પૂછશે તો તું શું કહીશ ? " " તેને માટે
તો ફીકર નહીં" નારણે જવાબ દીધો "ઘણું
કરીને તો કોઈ પૂછનારજ નથી. કારણકે સ-
ઘળા ઘરનાં મારાથી બીહેછે કે ' વખતે કાંઈ
કહીશું તો નાશી જશે ' માટે કોઇ પૂછશેજ
નહીં; અને કદાપી પૂછશે તોપણ આપણેતો ક-
હેવાના કે હું કાંઈ જાણતો નથી. "હા"લાલજી
બોલ્યો " એમજ કહેવું " એ પ્રમાણે વાતો
કરતા તેઓ કલાલની દુકાને જઇ ચઢયા. આ
વખતે કાંઇ ઇજારો નહોતો. પણ-દુકાનદારો કા-
ઢીને વેચતા. તેમાંના એક જણની દુકાને જઇ
સઘળા એક એક સીસો ઝડપી લઈ હાથમાં

લટકતો રાખી ગુણકાના ઘર તરફ જવા નીક-
ળી પડયા. મજુર વેશે ખેતશીએ તેમની સઘ-
ળી વાતો સાંભળી હતી, અને હજુ આગળ શું
બનેછે તે જોવાની ઉત્કંઠા ધરાવતો તેમની
પાછળ ચાલ્યો.



## પ્રકરણ. ૭ મું.

સરીયામ રસ્તાપર આવેલું રાજાના મ્હેલ
કરતાં પણ સરસ આ એક ભભકાદાર મકાન
હતું. બહારનું નકશી ચિત્ર અને કોતર કામ
કોઇપણ માણસને એટલું આકર્ષણ કરતું, કે
ત્યાંથી આગળ જવાનું મન કોઇ કરી શકતું
નહીં. કેટલાક અજાણ્યા પરદેશી મુસાફરોતો
તેને ખરેખર રાજ મહેલજ ધારતા. બહાર
ઓટલા ઉપર એક ગોળ સુંદર સીંઢી ગોઠવેલી
હતી. આ મહેલના આગળના ભાગમાં એટલે
સરીયામ રસ્તાપર એક સુંદર જરૂખો આવી

રહ્યો હતો. તેને એવો સરસ સણગારવામાં આ-
વ્યો હતો, કે તેને જોવાને થોભ્યાવિના કોઇ
ઉતાવળીઓ બટેમાર્ગુ પણ આગળ જઇ શકતો
નહીં. આ જરૂખામાં આ વખતે એક ખુબસુરત
બાઇ બેઠી હતી. જેનાં હરણના જેવાં નેત્ર ર-
સ્તે જનારા પુરૂશોને પોતાની કટાર એવી જો-
રથી મારતાં, કે તેનો સખત જખમ કોઇ
વિરલો પુરૂષજ ખમી શકતો. તે સ્ત્રીની આ-
સપાસ વળી બે સુંદર નાજુક જુવાન તારૂણી-
ઓ ( દાસીઓ ) હુકમ ઉઠાવા ઉભી હતી.
તેમની સાથે વાત કરતાં તે સ્ત્રી બોલી "દા-
સી, જે ઉછરતો જુવાન હમણાં થોડા રોજથી
અહીં આવેછે, અને જેણે આપણને પુષ્કળ
અલંકારો તથા દ્રવ્ય આપ્યું છે, તે આ રસ્તે-
થી જાયતો સરત રાખજે." વાંચક, હજું તું
મુંઝાતો હશે કે વળી આ સ્ત્રી કોણ? તે આ-
પણી વાર્તાના નાયક લાલજીની રાખેલી ગુણકા

જામોતી હતી. અને તે પોતાની દાસી સાથે ઝરૂખામાં બેશી લાલજીનીજ રાહ જોતી હતી. એવામાં લાલજી પોતાના મિત્રો સાથે આવતો તેની નજરે પડયો; કે તુરત તે ઉભી થઇ દીવાનખાનામાં ચાલી ગઇ. લાલજી પણ જુવાનીના તોરમાં ધમકારા બંધ સીંદી ઉપર ચઢી દીવાનખાનામાં દાખલ થયો. લાલજી પલંગપર પડગો. અને દાસીઓએ ખુરસીઓ ગોઠવી જેપર સઘળા મિત્રો બેશી ગયા. મજુરના માથાપરની કથરોટ નીચે ઉતારવામાં આવી, જેમાંની મીઠાઇ પીરસવા લાલજીએ જામોતીને ફરમાવ્યું. જામોતીએ મીઠાઇ વ્હેચવા માંડી એટલે લાલજીએ મજુરને પૂછ્યું. " કેમ રે, મજુર, તારે રોકડા પૈશા જોઇશું કે અહીં જમવું છે. ? " " સાહેબ " મજુર બોલ્યો. પૈસાતો હમેશાં મળેછે. પણ આવી મીઠાઇ મેં કદી ચાખી નથી. માટે જો મને અહીં જમા-

ડશોતો મોટી મહેરબાની થશે." જામોતીએ મજુરને પણ મીઠાઇ આપી. સઘળાએ ખાવા માંડયું. દીવાનખાનાનો ઠાઠ જોઇ મજુરતો ખાવાનું પણ ભુલી જતો. તેણે વિચાર કર્યો કે "મારૂં તો શું, પણ મહારાજા સીખરાજનું દીવાનખાનું પણ આટલું ભભકાદાર નથી." દીવાનખાનાની સઘળી ભીંતોએ અરસા જડી દીધા હતા. તેથી દીવાનખાનામાં કેટલાં માણસ બેઠાંછે, તે અજાણ્યો માણસ ગણી પણ શકે નહીં. પણ આ મજુરે તો ઘણાં દીવાનખાનાં જોયાં હતાં, તોપણ આ દીવાનખાનું સર્વેથી શ્રેષ્ઠછે એમ માન્યું. જમતાં જમતાં લાલજીએ જામોતીને પુછયું "જો પ્યારી, સામા અરસ્સામાં આપણા બેમાં કોણ વધારે ભભકાદાર દેખાયછે?" "વાહ પ્યારા" જામોતી હસીને બોલી "તમારી વાત કોનાથી થાય. તમારો જન્મજ કોઇ નવા ચોઘડીઆ-

માં થયો હશે. નહીંતો આટલું બધું રૂપ હોય નહીં. હું ધારૂંછું કે તે દીવસે સુર્યગ્રહણ હશે અથવાતો વદ પુનમની રાત્રી હશે. વળી જન્મ વખતે નીંભાડા ફુટેલા એમાંજરા ફેર નહીં" "એટલે ?" પોતાનાં વખાણ થાયછે એમ જાણી લાલજી ખુશી થઈ બોલ્યો. એનો શો અર્થ ?" "એટલેકે" જામોતીએ અર્થ કરવા માંડયો, ગૃહણને દીવસેસુર્યનું તેજ વધારે હોયછે તથા વદ પુનમને દીવસે તો આખી રાત્રી ચંદ્રનું તેજ પણ બહુજ હોય. અને તે વખતે જેનો જન્મ થાય તે ખચીત સ્વરૂપવાન હોયજ. વળી તમે સુરવીર તથા કોઇથી ડરો નહીં તેવાછો. તેનું કારણ એમ કે જન્મથીજ નીભાડા ફુટયા એટલે કાનનો ધાક મટી ગઈ.તેથી તમે સુરવીર નીપજ્યા." "વાહ, મ્યારી વાહ" લાલજી ખુશીના આવેશમાં બોલ્યો "હું પણ એમ જાણુંછું કે તે દીવસે મારા વગર

બીજો કોઈ જન્મ્યો નહીં હોય. કારણ હું જાણુંછુ કે આ દુનીઆમાં મારા જેવો બીજો કોઈ નથી. ચાલ એ વાત હવે જવા દે, પણ આજે કોઈ પટ્ટો ખોળી લાવી છે કે નહીં." "હજુ કાલ બાળીના તો રૂપીઆ લાવો," જામોતી બોલી. "મારે રોકડા રૂપીઆની સરત હતી. પણ શરમને લીધે તે વખત મેં તમને જવા દીધા" "તેમાં શું?" લાલજી બોલ્યો" કાલે તને સાત હજારના દાગીના મારી વહુ પાસેથી લાવી આપ્યા છે તેમાંથી પરમ દીવસના રૂ. ૫૦૦૦ જતાં બાકી ૨૦૦૦ (બેહજાર) રહ્યા એટલે કાલના તો તું ફકત ૩૦૦૦ હજાર માગે. તે તથા આજ લાવી હોત તો આઠ હજાર ભેગા ના આપત? મારા કાકાના ઘરમાં આજે ઘો મૂકવા વિચાર છે તો જે પંદર વીસ હજાર હાથમાં આવશે, તે હું તનેજ આપીશ. માટે આજતો રાત સુધીમાં ગમે ત્યાંથી ખોળી લા-

વ. કેમ એ મજુર, તું મારી સાથે આવીશ? અમે તને ઘણા પૈસા આપીશું; જેથી તું રોજ રોજ આમ મીઠાઇ ખાતો થઇશ." મજુર ગભરાયો, પણ 'છતા થવાથી જીવ જશે.' એમ ધારી તે વખતે હા કહી. છેવટે કાકાનું ઘર ફાડવાનું નક્કી કરી, લાલજી બોલ્યો "પ્યારી, તારા રૂપીઆની તું બીલકુલ ફીકર કરીશ નહીં. એમ જાણજે કે એથી ચોગણા રૂપીઆ આજ રાત્રે તારા ખોળામાં પડશે. માટે જરૂર કોઇ ખુબસુરત પઠાની સોધમાં રહેજે" "એતો આ લાવી એમ જાણો,' પણ જો જો પેલી પારવતીના રૂપને મોહી પડતા! હું અહીં તમારી વાટ જોઇને બેશીશ. "સારૂં બેશ, ત્યારે અમે જરા તલાવપર હવા ખાઇ આવીએ." સઘળા ઉઠયા, અને તલાવ ભણીને રસ્તે પડયા. ચાલતાં ચાલતાં પેલો મજુર લાલજી તરફ ડોળા ઘુરકાવી બોલ્યો 'ઓ અક્કલના

દુસ્મન લાલજી, એતશી હું પોતેજ. સારૂં થયું કે હું તારી સાથે આવ્યો. હવે જોઉં છું કે તું મારૂં ઘર કેવી રીતે ફાડે છે." સઘળા સ્તબ્ધ બની ગયા. અને લાલજી ગભરાયો, પણ એક શબ્દ વટીક બોલ્યા વિના પોતાને માર્ગે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૮ મું.

આખા દિવસના આવતા લૂના ઝપાટા બંધ થઇ હવે શીતળ પવન મગજને શાંન્ત કરવા વાયછે. પલટણોમાં કવાયત ચાલી રહી છે પક્ષીઓનાં ટોળે ટોળાં પોતાના માળા તરફ જતાં નજરે પડેછે. ચરવા ગએલાં ઢોર ઘર તરફ પાછાં ફર્યાં છે. ગામ બહાર અખાડામાં કેટલાક અલમસ્ત લોકો કુસ્તી ખેલે છે. કેટલાક હવા ખાવા જાય છે. કેટલાક તો તળાવની પાળે બેશી મધુર ગાયન ચલાવે છે.

આ વખતે એક અજાણ્યો ક્ષત્રી પાટણની ભાગોળમાં આવી પહોંચ્યો. ઘોડાને સરોવર-માં પાણી પાયા પછી, તે ક્ષત્રી પોતાની સ્ત્રી-ના હાથમાં ઘોડાની લગામ સોંપી, મકાન ખો-ળવા ગામ તરફ ચાલ્યો. હમણાં રાત પડશે એવા બીકથી તે જરાવાર પણ નહીં થોભતાં ઉતાવળોજ ચાલ્યો ગયો. તેને થોડી વાર થઇ નથી, એવામાં લાલજીની સ્વારી ત્યાં આવી પહોંચી. તેણે આ સ્ત્રીની ખુબસુરતી જોઈ એટલે હવે તેને શી રીતે મળવું તે વિષે વિ-ચાર કરવા માંડયો. વાંચક, તું લાલજીના ગુ-ણથી અજાણ નથી. હવે તેણે તેને મોહ પા-સમાં નાંખવા ઉપાયો યોજવા માંડયા. બીડી-ના ધુમાડા કાઢવા માંડયા, રાગડા તાણવા માંડયા, તથા પોતાની બડાઇનાં ભાષણ લં-બાવા માંડયાં; પણ કશાથી આ સ્ત્રીનું મન લલચાયું નહીં. ત્યારે હવે કેવી રીતે મળવું

તેનો વિચાર કરવા લાગ્યો; એવામાં તેને યાદ આવવાથી તે મિત્રો પ્રત્યે બોલ્યો "ઉઠો આજતો પહેલા નંબરનો શીકાર હાથમાં આવ્યો છે." એટલું બોલી સઘળા મિત્રો સાથે પાછો ફર્યો અને વળી પાછા જામોતીના મકાનપર સડસડાટ કરતા ચઢી ગયા. લાલજીએ તેના ગળામાં હાથ નાંખી કહ્યું એક ખુબસુરત સ્ત્રી હું આજે ખોળી લાવ્યો છું. તે જો તું મને લાવી આપે તો તને દસહજાર રોકડા આપું મેં મારા કાકાના ઘરમાં ખાતર પાડવા માંડી વાળ્યું છે, પણ હજુ મારી સ્ત્રી પાસે દાગીના પુસ્કળ છે તથા તેથી પણ ખુટશે તો મારી માના સઘળા દાગીના તારા ગળામાં નાંખીશ. માટે ઉઠ, જલદી કર નહીંતો તે પાછી કોણ જાણે કયાંય જતી રહેશે. તો એવો ફક્કડ માલ ફરી મળનાર નથી. હું પણ ઘેર જાઉં છું અને તારી ત્રેવડ કરી જલદીજ પા-

છો આવીશ" એમ કહી બંન્ને જુદાં પડયાં. સાલજીની બતાવેલી જગ્યાએ જામોતી જઇ પહોંચી. અને ધીમે ધીમે તેની પાસે વાત કરતાં બોલી "બાઈ, આપ કોણ છો? અને અહીં એકલાં કેમ બેઠાં છો?" "હું ક્ષત્રાણી છું" વિરમતી કે જે પેલી સ્ત્રીનું નામ હતું તે બોલી "એ શીવાય વધારે વૃત્તાંત્ત હું અજાણ્યા માણુસ પાસે કહી શકતી નથી." "હા, તમને અજાણ્યું લાગેછે ખરૂં." જામેતી બોલી "પણ હું સીધરાજ મહારાજાના જનાનાની દાસી છું, માટે જો મને કહેવાય તેમ હોય તો કહેવામાં કાંઇ હરકત નથી." વિરમતી સીધરાજનું માણુસ જાણી બોલી "જો હું ભુલતી ન હોઉં તો હું ધારૂં છું કે સીધરાજ જયસીંહ દેવ મારા મામાજી થાયછે" 'એમકે?' જામોતી બોલી "ત્યારે તો આમ આરોબાર જવાય નહીં. હું મહારાજાને ખબર કરૂં છું.

અને હમણાં તમને તેડવા રથ આવશે, માટે કાંઈ જશો નહીં." એટલું બોલી જામોતી ઘેર ગઇ. અને બે દાસીને અંદર બેસારી સિધરામ મોકલી દીધો. દાસીઓ નીમેલી જગ્યાએ ઉતરી પડી અને વિરમતી પાસે આવી બોલી "પરમાર પણ મહારાજા પાસે બેઠા છે અને તેમણે સીધરામ તમને તેડવા મોકલ્યો છે માટે ચાલો બેસી જાવ." વિરમતીએ વિચાર્યું કે જરૂર પેલી દાસીએ સીધરાજને ખબર કહેલી, અથવા તો પરમાર પોતાની મેળે તેમને મળવા ગએલા એમાં જરા ફેર નહીં. જો પરમાર ત્યાંજ હોય તો મને પણ ત્યાં જવાને કાંઈ હરકત નથી. એમ ધારી સીધરામની પાછળ ઘોડાને બાંધી સીધરામમાં ચઢી બેઠી." દાસીએ હાંકનારને ઇશારત કરી કે તુરત સીધરામ જામોતીના મહેલતરફ મારી મૂકયો. અહીં પણ જામોતી તમામ સોઇ જ-

નાનખાના જેવીજ કરી તેની વાટ જોતી બેઠી છે, તેવામાં સીઘરામ આવી પહોંચ્યો. સીઘરામમાંથી બિચારી ભોળી પણ સતી ક્ષત્રાણીને તેનું શીયળ ભંગ કરવાના ઇરાદાથી અહીં ઉતારી લેવામાં આવી. પેલી તરફ જગદેવ પરમાર (વિરમતીનો ધણી) ગામમાં જઇ ઘર ખોળી કાઢી પોતાની સ્ત્રીને તેડવા આવી પહોંચ્યો. પણ અફસોસ! ત્યાંતો કોઇ દીઠું નહીં. ઘણા તર્ક વિતર્ક કર્તો આસપાસ ફરી વળ્યો, પણ કંઇ જોવામાં આવી નહીં. ત્યારે વળી પાછો ગામમાં ખોળવા આવ્યો. પણ પત્તો લાગ્યોજ નહી. ત્યારે વળી ક્યાં જવું અને શું કરવું તેનો વિચાર કરતો આમ તેમ બે ચાર કલાક ફર્યો. અંતે નિરાશ થઇ સહવારે તપાસ કરવા વિચાર ઠેરવી, તે પોતાના ભાડે રાખેલા મકાન તરફ ફર્યો. અહીં તરેહ તરેહનાં પકવાનથી ભરેલો થાળ લઇ

એક દાસી વિરમતીના ઓરડામાં આવી. તેણે થાળ મુકયો; તે જોઈ વિરમતી બોલી "પરમારે સોગન ખાધા છે કે જ્યાંસુધી હું મારી પેકાશ ખાઈશ નહીં ત્યાં સુધી કદી મીઠાઇ જમીશ નહીં." અને તેથી હું પણ તે ખાતી નથી. માટે આ થાળ પાછો લઇ જા" દાસીએ થાળ ઉઠાવી લીધો, અને પોતાની બાઇને સર્વ હકીકત કહી. જામોતીએ તરતજ કંદોઇની દુકાનેથી મોળી પુરી મંગાવી દાસી સાથે મોકલી. દાસી થાળ લઈ વિરમતી પાસે આવી અને પોતાની બાઈના શીખવ્યા મુજબ બોલી "ખાસ મહારાજાને રસોડેથી પરમારે આ થાળ મોકલ્યો છે." વિરમતીએ ખરૂં માન્યું અને પોતાની રૂચી પ્રમાણે જમી. એટલામાં દાસીએ પલંગ તૈયાર કર્યો; અને ત્યાં સુઈ જવા કહી દાસી ચાલી ગઈ.



## પ્રકરણ ૯ મું.

સાંજને વખતે એક સ્ત્રી પોતાના જરૂખામાં બેઠીછે. જોકે તે સ્વરૂપવાન છે; છતાં આવખતે તેનું મુખાર્વિંદ નીસ્તેજ જણાતું હતું. જાણે કાંઇ ભારે સંકટ તેનાપર આવ્યું હોય, પણ તે ગુપ્ત રાખવા ધારતી હોય, તેમ ધીમે ધીમે રૂએ છે. તેના સુંવાળા, ખુબસુરત, રાતા ગાલપરથી આંસુ ટપકેછે. અને જાણે તે પોતાના છુટકા માટે ઇશ્વરપ્રાર્થના કરતી હોય, તેમ ભાસેછે. દિવાબત્તીનો વખત થઇ ગયો છે, છતાં હજુ તે અંધારેજ બેસી રહીછે. ત્યારે શું તે આળસુ હતી? ના. પણ ભારે દુઃખને લીધે આ વખતે તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. તેથી તેને પોતાની આસપાસ શું થાય છેં, તથા વખત કેટલો થયોછે, તેનું કાંઇજ ભાન નહોતું. હજુ પણ તે વધારે વાર બેશી રહી હોત, પણ એટલામાં તે

જગ્યાએ એક ફૂકડ જુવાન આવી પહોંચ્યો. તે મોઢેથી ધમકાવી બોલ્યો 'કેમ આટલું બધું અંધારૂં થયું છે, તોપણ હજુ ભાન નથી કે ? ચાલ દીવો કર' આ શબ્દોથી તે સ્ત્રી એકદમ ચોંકી ઉભી થઇ, અને લાગલોજ એક ભભકાદાર લેંમ્પ સળગાવ્યો. 'ચાલ હવે તારી પાસે જેટલું ઘરાણું હોય તેટલું મારે સ્વાધીન કર.' તે પુરૂષ જુસ્સાથી બોલ્યો. જો કે આ શબ્દોથી તે સ્ત્રીને દાઝયા ઉપર ડામ લાગ્યોતો ખરો; પણ સમયસૂચકતા વાપરી બોલી, "પ્રાણાધાર, મેં આપનો એવો શો અપરાધ કીધોછે કે આપે મને છેકજ વિસારી દીધી? કદાચ અજાણતાં મે આપનો કાંઇ અપ રાધ કીધો હોય, તો માફ કરો. શું આપને મારી જરાએ દયા નથીઆવતી? વળી તમે કહો જોઇએ કઇ પર સ્ત્રીએ પરપુરૂષને સુખ આપ્યું? ગુણકા કોઇની થઇછે? ને થશે પણ

ખરી? જ્યાં સુધી તમારી પાસેથી ધૂતી ખા-
વાનું મળશે, ત્યાં સુધીજ તે તમને માન આ
પશે. પણ પછી તે તમારા સામું પણ નહીં
જુવે." "શું મારા સામું નહીં જુવે ?" પુરૂષ
અહંકારમાં બોલ્યો" તો પછી કોના એના બા-
પના સામું જોનારી છે? તું મારા બાપને ન-
થી ઓળખતી? મને તરછોડીને શું એ ગામ-
માં રહી શકશે પણ ખરીકે ?" 'એમાં જરા
પણ શક નહીં' સ્ત્રીએ ઉત્તર દીધો તમેતોશું
પણ તમારા કરતાં વધારે સત્તાવાળાઓને, અ
ને રાજાને પણ તેણે છોડયા નથી. તમે ભ-
ણ્યા નથી. એટલે તમને એ બાબત માહેતી
નથી. પણ મેં ઘણે ઠેકાણે વાંચ્યું છે, કે તેણે
ઘણા રાજાઓને, તેમજ લક્ષાધીપતી શેઠીઆ
ઓને, તેની લક્ષ્મી ધૂતી લઇ ભીખ માગતા
કર્યાછે." 'બેશ,બેશ, હવે તું બહુ ડાહી ને વિ
દ્વાનછે તે જાણ્યું" વચમાં પુરૂષ બોલી ઉઠયો

ચોપડીઓમાં લખેલું સાચુ હોયજ નહીં. એ તો લોકોના પૈસા ધૂતી ખાવા, એટલે મનના બુટ્ટા મૂકે. એટલે તારા જેવી મુર્ખ હોય તે સાચું લઈ પડે. નહીંતો મોટા મોટા વિક્રમ જેવા રાજાઓ, ગુણકાને ત્યાં જતા, તો શું આપણે તેના કરતાં વધારે કે? હે" 'તે ખરૂંછે.' સ્ત્રી સમજણઆપતાં બોલી "પણ તે વખતની વાત જુદી. તે વખતે તો ગુણકાઓ તરફથી સારો બોધ મળતો. વળી ત્યાં સાંગીત શાસ્ત્ર પણ શીખાતું. વળી ત્યાં જનારની અક્કલ એટલી વધતી, કે તે કદી પણ દુનિઆમાં ચાલતી ઠગાઇઓથી ઠગાતો નહીં. તે વખતમાં ગુણકાઓ પુરૂષનું વિત વિષય જેવા નીચ કર્મથી હરી લેતી નહીં. પણ માત્ર ગાયન અને નૃત્યથીજ હરી લેતી. આજતો તેની તરફ નજર કરતાં પણ લોકો આળ મૂકશે. અને ત્યાં જે પુરૂષ ગયો તેને કદી પણ નીચ કર્મ કરા-

વ્યા વિના છોડશે નહી. અને એથી ફુલાઇને મુર્ખાઓ ખુશી થાય છે, અને આ મારીજ સ્રીછે, તે હવે મારા વગર રહી નહીંજ શકે એમ સમજી જેમ પતંગીઉ દીવામાં ઝંપલાઇ પડે, તેમ ઝીકાઇ જાયછે. અને આખરે પોતાનું ધન, તન, આબરૂ, તથા મનની ખુવારી કરતાં, કોઇ વખત જીવ પણ ખોઇ બેસે છે. અને જે જીવતા રહેછે, તે પણ મુવેલાજ. કારણ કે ગુણકાની પાછળ અનેક વ્યસનો લાગેલાંછે. જુગાર, દારૂ, ગાંજો તથા ચોરી એ ચારે વ્યસન ત્યાં જનારને વળગેછે. જેમ કોઇ નાપાક ખવીસ માણસને વળગ્યા પછી તેનો જીવ જતાં સુધી છોડતો નથી, તેમ આ વ્યસનો ગુણકાના હરેક યારીને વળગે છે; અને તે મરતા સુધી તેને છોડતાં નથી. કંગાળ થઇ ગયા પછી જોકે ગુણકા તેને તજી દેછે તોપણ આ ચારમાંથી એકે વ્યસન તેનાથી દુર થતુંજ

નથી. તેને મરતી વખતે પણ તેનાં સગાં સ-
બંધી તેનાં નીચ કર્મોથી સંઘરતાં નથી. અ-
ને આખરે રીબી રીબીને પોતાનાં કૃત્યનો જ
વાળ દેવા ઇશ્વરની હજુરમાં પહોંચી જાયછે.
માટે જો મારૂં કહ્યું માનો તો આજથી તેને
તજી દો. હજી પણ તમને ખાતરી થઇ ન
હોય, તો જુવો પ્રત્યક્ષ દાખલો એજકે તેણે
તમને મારૂં ઘરાણું લેવામોકલ્યાછે;" 'ચુપ રહે
હવે તારી, લવરી બંધ કર' પુરૂષ એકદમ
બૂમ પાડી ઉઠયો "એણે કાંઇ ઘરાણું લેવામો-
કલ્યો નથી. પણ વખતે મોકલે પણખરી; જો
એ પૈસા ન માગેતો પછી એને ખાવા જોઇતું
હશે કે નહીં? માટે ચાલ તારૂં ઘરાણું હમણાં
જ મારે સ્વાધીન કર. હવે જો એકે શબ્દ
બોલી તો ખબરદાર, એમજ જાણજે કે આ
જ ઠેકાણે તારૂં મોત છે." આટલું બોલી તે પુ
રૂષ ઉઠયો અને પેટીનું તાળું તોડી બાકીના

સઘળા દાગીના કાઢી લઇ ચાલ્યો ગયો. વાં-
ચનાર, આ પુરૂષ તથા સ્ત્રીને તેં ઓળખ્યાં
જ હશે. તે આપણી વાર્તાનો નાયક લાલજી
અને તેની સ્ત્રી પાર્વતી હતાં.

---

## પ્રકરણ ૧૦ મું.

ઘડીઆળમાં જોઇ " ઓહો દસ તો થઇ
ગયા. અને હજુ તો એ આવ્યો નહીં. ત્યારે
શું મારો કરેલો આટલો બધો પ્રપંચ
નાશ્યા જશે? ગમે તેમ થાવ, પણ હુંતો એની
પાસેથી દસહજારમાં એક પાઈ પણ ઓછી
લેનાર નહીં." એમ વિચાર કરતી, લાલજીની
વાટ જોતી જામોતી પોતાના ઝરૂખામાં બેઠી
છે એવામાં લાલજીએ પ્રવેશ કર્યો. અને તેના
ખોળામાં સઘળું ઘરાણું નાંખતાં બોલ્યો " લે
પ્યારી, હવે ખુશી થઇ? કેમ પેલો પક્ષો હા
થમાં આવ્યોકે?" "હા, તે તો કયારનોએ પકડી

લાવીશું. હું જાણુંછું કે તમારૂં તો પાંદડું ફા ટયું છે, નહીંતો આમ ધાર્યો શિકાર હાથ આ- વે? પણ આ ઘરાણું ક્યાંથીલાવ્યા?" "એમ કેમ મારી વહુ પાસેથી" લાલજી બોલ્યો. "તને મા- રી અધીરાઇ હતી તે હું રોકડા લાવ્યો." "વા- હ પ્યારા એમ શું બોલો છો? મને તમારી અધીરાઇ હોય? તે વખતે હું સ્હેજ હસતી હતી. હજી ગમેતો આ ઘરાણું પાછું લઇ જા વ," ગુણકાએ સવાસલું કર્યું 'નારે' લાલજી બો લ્યો "વળી પાછું લઇજઇને મારે તારા વગર કોનેપેહેરાવવુંછે?" "એમ કેમ?" જામોતી બોલી 'પારવતી વહુનેજતો.' 'અરે, મોઇ એ' લાલજી બોલ્યો 'મારે મોઢે એનું નામ નદે. પણ પે- લો શિકાર કયાંછે?' 'સરીયામ રસ્તાપર આવે- લા દીવાનખાનામાં જાવ" જામોતીએ કહ્યું "તે ત્યાં સૂતીછે" લાલજી ખુશી થયો અને પો- તાનો ડ્રેસ બરાબર કરી તકતામાં જોઈ મુછપર

હાથ નાંખતાંબોલ્યો 'પણ પ્યારી તે મને મોહી પડશેકે નહીં?'–'અરે સતર વખત' જામોતીએ કહ્યું ' આવા રૂપને નહીં મોહી પડે તો કોને એના બાપને મોહી પડશે? આવુ રૂપતો એ-ણે જન્મારામાં જોયું નહીં હોય. તમે ત્યાં જા-વતો ખરા, જતાંવેંતજ તે તમને ચોટી પડ-શે' લાલજી ફુલાઇ ગયો અને તુરતજ વિરમ-તીના ઓરડા ભણી ચાલ્યો. વિરમતી આ વખતે આખા દિવસના થાકને લીધે ભર ઉં-ઘરમાં પડી હતી. પણ સામેની લાઇટનાં કિર-ણ તેના મોં ઉપર પડતાં હતાં. તેથી જાણે ખ રેખર ચંદ્રજ પૃથવી ઉપર ઉતરી આવ્યો હો-યની! તેમ જણાતુ હતું. લાલજી તેની કાંન્તી જોઇ અતી વ્યાકુળ થયો. કામદેવે તેનુ ધૈર્ય હરી લીધું તેથી તે વધારે વાર ઉભો રહી શકયો નહીં તરતજ વિરમતીના પલંગમાં બે-ઠો અને તેને જગાડતાં બોલ્યો "ઉઠ, પ્યારી,

તારે માટેજ મેં દસ હજાર ખર્ચ્યા છે." વિ-રમતી એકદમ ચોકી ઉઠી; અને કમરમાંથી ક-ટાર કાઢી સાવધ થઇ. આ વખતે લાલજી પા-સે કાંઇ હથીયાર નહોતું. કારણકે સાંજે તેણે જે ડ્રેસ પહેર્યો હતો તે જ્યારે તે સ્ત્રી પાસે ઘરાણું લેવા ગયો ત્યાં કાઢી નાંખી અત્યારે બીજો ડ્રેસ પહેરી આવ્યો હતો* વિરમતીને કટાર કાઢેલી જોઈ લાલજી બોલ્યો, "પ્યારી, આ તું શું કરેછે? કોને મારવા જાયછે? જરા મારૂં રૂપ તો જો." એમ બોલી એકદમ તેના તરફ ધશી ગયો. "દુર રહે, પાપી," વિરમ-તી ક્રોધાવેશે લાલ આંખ કરી બોલી "સીધો

---

* વ્યભીચારી પૂરૂષો સ્ત્રીઓનાં મન લ-લચાવવા માટે અનેક તરેહના ઢોંગ કરેછે, તથા જુદે જુદે વખતે જુદાં જુદાં કપડાં પહેરે છે. છે. તેમ લાલજી પણ પ્રથમ વિરમતીનો જો-એલો ડ્રેસ કાઢી બીજો ડ્રેસ લાવ્યો હતો.

સીધો ચાલ્યો જા, નહીંતો એમ સમજ કે આજ કટારે તારૂં મોત છે. હું સુદ્ધ સતી ક્ષત્રાણી! જીવ જતાં સુધી પણ શું મારે ગાથે કલંક આવવા દઇશ? અને મારૂં સત ચુકીશ? નહી, કદી નહી. હજુ પણ ઓ પાપી જો તું તારો જીવ વ્હાલો ગણુતો હોયતો આજ ક્ષણે અહીંથી નીકળીજા. નહીંતો એમજ સમજ કે હવે તું આ દુનિઆમાં માત્ર થોડી પળજ છે." લાલજી ગભરાયો અને પાછો ખશી ગયો. પણ વળી હિમ્મત રાખી "મરવું છે તો એકજવાર, પણ આવું ખુબસુરત રત્ન ગુમાવવાનો નહીં" એમ બોલી વિરમતી ઉપર ધશી આવ્યો. વિરમતીના આખા શરીરમાં આ બખતે ક્ષત્રીનો જુસ્સો વ્યાપી ગયો, અને લાલજીને પકડી એકદમ નીચે પટકી, છાતી ઉપર ચઢી બેઠી. "કેમ, દુષ્ટ" વિરમતી પોતાની કટાર તેનાપર ઉગામતાં બોલી, "સતીઆ-

ને છેડયાથી શું ફળ થાયછે તે જોયું? હવે આ દુનિઆમાં તું માત્ર થોડીજ વાર છે, તેટલામાં જો તું તારા આત્માનું ભલું ચહાતો હોય, તો તારાં નીચ કૃત્યો માટે ઇશ્વરની ક્ષમા માગ. નહીં તો આજ પળે તું નર્કનો અધિકારી થવાનો" એમ બોલી કટાર મારવા જાયછે, એટલે લાલજીએ પોતાને માથે મોત આવ્યું જાણી, તેની માફ માગતા કહ્યું "અરે, માતા સમાન સતી માફ કર! માફ કર! તું અત્યારથી મારી માતા તુલ્ય છે. અને હવે મને જીવતદાન બક્ષી, છુટો મૂક. હું તારૂં બીલકુલ નામ લીધા વીના ચાલ્યો જાઉંછું" પોતાનો ધર્મ વિચારી શર્ણાગતને છુટો કર્યો. તેવોજ લાલજી બહાર નીકળી ગયો. અને વિરમતી "હું કોના ઘરમાં છું, તથા આ દગો શાનો" વિગેરે વિચાર કરતી પોતાનો કટાર પલંગમાં મૂકી બેઠી. અહીં લાલજી જામોત

પાસે આવ્યો, અને સઘળી હકીકત કહી. જા-
મોતીએ હિંમત આપી, અને પાછલે બારણે-
થી જઇ તેનો કટાર લઈ લેવા સુચવ્યું. લાલ-
જી તુરત પાછો ફર્યો અને જામોતીએ બતા-
વેલું બારણું ધીમેથી ઉઘાડયું. ધીમે ધીમે
બિલાડીને પગલે લાલજી પલંગ પાસે આવ્યો,
અને એકદમ કટાર લઇ વિરમતી ઉપર ધશી
બોલ્યો "ઓ નાજુક સ્ત્રી, જેને માટે મેં દસ
હજારની રકમ નાંખી છે, તેને જીવ જતાં સુ-
ધી પણ હું છોડનાર નથી. તું ફકત એક ક્ષ-
ત્રાણી છે, પણ મને ઓળખે છે? હું આ ગા-
મના કોટવાળનો દીકરો છું. હવે એકદમ કાંઈ
પણ વિચાર કર્યા વિના મને સ્વાધીન થા, ન-
હીતો એમજ ધાર કે તારાજ કટારથી તારૂં
મૃત્યુ થશે." "ઓ ચંડાળ, પાપી," વિરમતી
ક્રોધાવેશે બોલી "તારા સોગનનો તો કાંઇ વિ-
ચાર કર. હમણાંજ તું જેને તારી પોતાની

જનેતા કહે છે, તેની સાથેજ શું તું ભો-
ગ કરવા ચાહેછે" "હા, હા," લાલજી બો-
લ્યો 'કામાંધ પુરૂષોના સોગન ઉપર કદીપણ
વિશ્વાસ કરવો નહીં. તે પ્રસંગપર જેને માતા
કે બગની કહેછે, તેનેજ પાછી પોતાની સ્ત્રી
બનાવા ચુકતા નથી. માટે હવે તારી લવરી
બંધ કર. અને ચાલ જવાબ દે. સ્વાધીન થાય
છે કે નહીં?' એમ બોલી કટાર લઇ તેના
તરફ ધશો. વિરમતી આથી લગાર પણ ગ-
ભરાઇ નહીં. પણ પોતાનું સ્ત્રી ચરીત્ર રૂપી
હથીઆર તૈયાર કરી, હસી પડી, અને બોલી
'બસ, બસ, હવે હું તમારા પર ખુશી છું.
માટે કાંઈ ફીકર ન કરો. તમારૂં શૌર્ય અને
અક્કલ જોઇ હું તમને સંપુર્ણ ચાહુંછું. આ
પણા આ પહેલી વખતના મેળાપ માટે કાંઇ
પણ ઉત્સવ કરવો જોઇએ, માટે જો આ પ્ર
સંગે દારૂ હોય તો ઠીક.' આ સાંભળી હ

લજી તો અધો ગાંડા જેવો થઈ ગયો, અને ખુશી થઇ બોલ્યો "એતો તૈયારજ છે. જામોતી નાયકા એવા કામમાં તો હુંશીઆરજ છે. પેલી પેટી ખોલી ચાર બાટલી કાઢી લાવ." એમ કહી કુંચી આપી કે વિરમતી અંદરથી ચાર બાટલી અને પીવાનાં પ્યાલાં જે અંદરજ હતાં, તે લઈ "લાલજી પાસે આવી. અને કહ્યું, "જુવો, આ ચારમાંથી, બે તમારી અને બે મારી; પણ પ્રથમ હું તમને પાઉં, પછી તમે મને પાજો. લાલજીએ કબુલ કર્યું અને પ્રથમની બે બાટલી ગટ કરી ગયો. તરતજ તે લટ્ટુ બની ગયો. અને વિરમતીને પાવાનું ભાન રહ્યું નહીં. પણ એકદમ ઉઠી તેને ભેટવા દોડયો. વિરમતી આ વખતે સાવધ હતી, તેણે કટાર છીનવી લીધો. અને જેવો લાલજી તેને સ્પર્શ કરવા ધસી આવ્યો. તેવીજ તેના પેટમાં કટાર ભોંકી. પો-

તે કરેલા ખુનથી વિરમતી જરાપણ ગભરાઇ નહી. પણ તેના પોટલી બાંધી બારીએથી સરીયામ રસ્તાપર ફેંકી દીધી.

---

## પ્રકરણ ૧૧ મું.

બરાબર મધ્ય રાત્રી વીતીછે. આખા દિવસનો ધોંધાટ આ વખતે તદ્દન શાંત પડી ગયોછે. ચોર પકડવા ચોકીવાળાઓ નીકળી પડયા છે તેઓ માંહો માંહે વાતો કરતાં એક હિંદુ સિપાઇ બોલ્યો 'આતે કોટવાળનો કેટલો જુલમ! લોકો તેને મહારાજા કરતાં પણ વધારે માન આપેછે. આપણે પણ તેનાજ તાબેદાર રહેવું પડેછે. ગામમાંથી મળી આવતો શિકાર તે પોતેજ બથાવી પડેછે. આપણુને કાંઇ ભાગ આપતોજ નથી. તો આપણે કાંઇ એવી યુક્તી ખોળી કાઢો કે તેનાં-એવાં કૃત્યની ખબર મહારાજને કાને પડે. સઘળા ગામ

લોકો પણ ઉપરા ઉપરી મહારાજા પાસે ખા-
નગી રીતે જતા જણાયછે. તેથી હું ધારૂછું કે
મહારાજાને ખબર તો પડી હશે. પણ તેમાં
આપણે ટાપસી પૂરીએતો ઠીક રમુજ આવે?
'એસા કરકે અપને કયા જરૂર' કમાલખાં બો-
લ્યો સાલી અપનેમેંજ ફુટ હોતી હે, લેકીન
ઓ સાલા કયા લે જાવે. રાતકે બગન ઓનો
સાલા એકલાજ હૈના. તો અપને દો ચાર ગો
લકે સાલેકા સીર ફોડ ડારો. પીછે કયા?' 'સ-
ચ બાત મીયાં' જમાલખાંએ ટેકો આપ્યો 'જો
આજ કુચ શિકાર મીલે તો મેરે ઘરકુ ઉઠા લો'
'એક, એઠ સાલે,' દફનખાં મીજાજ ફેરવી બો-
લ્યો 'કયા, સાલા, તેરે એકીસેકે ઘરકું? પીછે
અંદરસેં તું અચ્છા માલ તો ઉઠા લે.!' 'ચલો,લ
ઢો મત' સજલખાં બન્નેને ટાઢા પાડી બોલ્યો
'દોકી લઢાઈમાં તીસરેકા કામ. તો ચલો મેરે
ઘર રખો.' 'અચ્છી બાત,' કફનખાં હાથના

ળા કરતો બોલ્યો 'તેરા બાવાકા માલ નહીં.
ોતો સબકા ભેલીહે. તો કોઈ સહીયારા મ-
નપેં રખો.' એટલામાં દુરથી કોટવાળના જે
ી બૂમ સંભળાઇ. સઘળા જેમ સિંહને દેખી
ીયાળ નાસે તેગ દોટો કાઢતા, પણ જોડા
હીં ખખડાવતા, બીડીના ધૂમાડા કાઢતા, મોટી
ટી બૂમો પાડતા, ચોકીવાળાનો ઢોંગ દેખાડ-
ા નાઠા. નાસતાં નાસતાં તેઓ જામોતીના મે-
લ નીચે આવી પહોંચ્યા. દારૂના ઘેનમાં લ-
ડતે ટાંટીએ રોન ફરતા હતા, તેવામાં ફજલ
ખાંના પગ નીચે મોટી ગાંસડી આવવાથી ધ-
 ઇ નીચે પડયો. 'મીયાં કીસકુ પાઉં પડા?
તો મસીદ નહીં હે' કમાલખાં મશ્કરીમાં બો
યો. 'અરે યાર, પોલોના' ફજલખાં બોલ્યો
કુચ શિકાર હાથ લગા હે' સઘળા ભેગા થયા,
ને ગાંસડી લઈ જવાનો વિચાર કરતાં બે વા
યા. પણ વિચારનો અંત આવ્યો નહીં. છેવ

ટે તેઓ ગાળાગાળીઉપર ચઢયા 'સેતાનકે સા-
લે, સબી અંધે હો' સજલખાં બોલ્યો 'અંદર
કે અંદર લઠ ના મરો. ચલો મેરે ઘર રખો.
પીછે ફીજરમે સબી ભેલી હોકે બહેંચ લેગા.'
'આબે એ મુંઢ' દફનખાં ચીડાઇને બોલ્યો.'સે
તાનકા સાલા તો તું ઓર તેરા બાવા. સમા-
લકે બોલના, લેકીન ઠેર જાયગી; સાલેકી દાનત
બુરી, ઓર ડહાપન કેસા કરતા.?' પોતાના
બાઇને ગાળો દેતાં સાંભળી ફજલખાંનો મીજા
જ ગયો. અને લાલચોળ આંખ કરી દફનખાં
ઉપર ધસ્યો . દફનખાં દુર ખસી જવા ગયો,
એટલામાં તો ફજલખાંએ તેને ભોંય ઉપર ચી-
તાપાટ પટક્યો; અને છાતી ઉપર ચઢી બેશી
બોલ્યો, "લે, સાલે, કદકા મેં બોલના નહીં જદ
તો તું બહોત મગરૂબ હો ગયા. સાલે, અબ
તેરેકું મેં છોડનેવાલા નહી.' એમ કહી દફન-
ખાંના મોંમાં ધૂળ ભરી ગાલમાં મુક્કો માર્યો.

એટલે ધૂળ સરડ દઈને ઉડી તેથી ફજલખાંની આંખો પુરાઇ ગઇ. તે ચોળતા રહ્યો, એટલામાં દફનખાંનો ભાઈ કફનખાં તેના ઉપર ધશો. અને તેને ભોંય ધસરડી પાડી, તરતના કાપી લાવેલા બાવળના સોટાથી એવો ઝૂડ્યો કે સઘળી સુળો ફજલખાંના શરીરમાં પેસી ગઇ; અને લોહી લૂહાણ થઇ ગયો. આ પ્રમાણે મારામારી ચાલેછે એવામાં કોટવાળની બૂમ સંભળાઇ. સઘળા ઉભા થઇ જાણે કાંઇ બન્યુ નથી તેમ ભેગા થઇ ગયા. અને હવે ગાંસડી ક્યાં સંતાડવી તેનો વિચાર કરવા લાગ્યા. એવામાં કોટવાળનો ખાનગી માણસ ત્યાં આવી પહોંચ્યો. જેણે સઘળાને ધમકાવી કહ્યું કે પોટલી કોટવાળને ઘેરજ પહોંચતી કરવી પડશે. સઘળાએ તેનું અપમાન કરી મારવા માંડ્યો. એવામાં કોટવાળની સ્વારી આવી પહોંચી. જોકે રાત અંધારી હતી, તોપણ કોટ-

વાળનું ચોર પાનસ તેનું ઓળખાણ આપતું હતું. તેણે પાસે આવી મોટેથી બૂમ પાડી. 'એ શેની ગરબડ ચાલેછે' 'સાહેબ' તેના ખાનગી માણસે જવાબ દીધો 'રાતની વખતમાં જડેલી આ ગાંસડી, આ હરામખોરો પોતાને ઘેર લઈ જતા હતા. પણ મેં તે આપને ઘેર લઇ જવા કહ્યું; ત્યારે સઘળાએ મને મારવા માંડયો.' 'લુચ્ચા, હરામખોર સુવરો' કોટવાળ ધમકી આપતાં બોલ્યો 'શું તમારો મગજ ફરી ગયોછે નહીં? ઠીકછે; અત્યારે આ પોટલી મારે ઘેર લઇ જાવ. સહવારે તમારી કેવી વલે થાય છે તે માલમ પડશે.' જમાલખાં આગળ થયો; અને પોટલી ઉંચી કરતાં માંહેથી લોહીના રેલા નીકળ્યા 'અરે, આ શું?' કમાલખાં બોલ્યો 'આ લોહી જેવું શું?' 'એ તો રાતાં મોળીઆં હશે.' કોટવાળ થોડીવાર વિચાર કરી બોલ્યો 'તે કોઈ ચોરે દીવસે વાવ-

ડીમાં સંતાડયાં હશે, ને અત્યારે પોતાને ઘેર લઇ જતો હશે. પણ આપણી બૂમ સાંભળી તે નાંખી દઈ ચાલ્યો ગયો હશે. ચાલો ઉપાડો' વળી પાછું પોટલુ ઉંચુ કર્યું; પણ અંદર મુડદું હોય એમ માલમ પડવાથી કમાલખાં બોલ્યો 'સાહેબ, ઓતો મુડદા જેસા માલુમ પડતા હે. તો ગઠડી છોડ દેખો.' તુરતજ ગાંસડી છોડવામાં આવી, અને લાઇટ વધારી જોતાં કોટવાળને પોતાનો પૂત્ર મરેલો જણાયો.

---

## પ્રકરણ ૧૨ જું.

દરબારી ઘડીઆળના ટકોરા ગણતાં " અહો, ત્રણ વાગ્યા. આ નીચે ગરબડ શેની? લાવ જોઉં તો ખરી. " એમ વિચાર કરતી એક સ્ત્રી બારી પાસે આવી જુવેછે તો એક પુરૂષ પોલીસના ડ્રેસમાં પણ ભભકાર દેખાવ-

માં નીચે પડેલો જણાયો. " તેને કાંઇ સુધ્ધ રહી નથી. અચોત તે પેલા મરનારનો કાંઇ સગો હોવો જોઇએ. વળી તે સઘળા પોલીસો-નો અમલદાર હોવો જોઇએ. કારણ કે તેનો ડ્રે-સ બધા કરતાં કીમતી છે. વળી સઘળા પો-લીસો તેની સારવાર કરવા ગંડી પડયા છે. તે ઉઠશે તો જરૂર ખુનીને ખોળી કાઢી પકડવા પોલીસને હુકમ કરશે. માટે મારે આ વખતે સાવચેત રહેવું ઘણું જરૂરનું છે." એમ વિ-ચાર કરતી આ સ્ત્રી બારીની ફાડમાંથી ચીકિ-ત્સા જોતી બેઠી. થોડીવાર નહીં થઈ, એવા-માં તે પુરુષ ઉઠયો. "જુવો, સીપાઈઓ" અ-ગરશી ખુબ ગુસ્સામાંજ બખાર્યો." તપાસ કરો આ મકાન કોનું છે તે પ્રથમ જુવો." "મ-હેરબાન સાહેબ" સિપાઇઓ નગીને બોલ્યા "આ મકાન જામોતી ગુણકાનું છે." "જામો-તી!!" જાણે તેને વિષે કાંઇ જાણતો હોય તે-

મ બોલી ઉઠયો "ખચીત! ખચીત. એ ખુન એણેજ કરેલું એમાં શક નહીં. પકડો સિપાઇઓ, એકદમ બારી તોડી અંદર પેસો; અને તે નાપાક ખુની સ્ત્રીને જલદી પકડી લાવો" તરતજ ફજલખાં નીસરણી લાવ્યો અને દફનખાં સરસડાટ ઉપર ચઢયો. પોલીસને ઉપર આવતો જાણી અંદરની બાઇએ બારી અર્ધી ઉઘાડી, અને જેવું દફનખાંએ અંદર માથું ઘાલ્યું તેવોજ તેની ગરદન પર એવો જોરથી કટાર માર્યો, કે તેનું ધડ માથાવિના ધબ દઈનીચે પડયું. સિપાઇઓ આ અકસ્માત જોઈ થરથર ધ્રુજવા લાગ્યા. પણ પોતાના ઉપરી પાસેથી કોઇપણ રીતે બચી સકાય તેમ નહીં હોવાથી, સઘળા એક પછી એક ઉપર ચઢયા અને છેવટે કોટવાળ સીવાય બધા દફનખાંની સાથેજ ગયા. કોટવાળના પગ હવે ધ્રુજવ લાગ્યા. અને 'ખચીત હવે ઉભા રહ્યા

તો મોત આવ્યું,' એમ ધારી એક પળ પણ વિચાર કરવા ઉભા રહેવા શીવાય ઉભી પુંછડીએ નાઠો. ગભરાટમાં ફાનસ પણ ભુલી ગયો, રાત અંધારી હતી તેથી લથડતો લથડતો, ઠોકરો ખાતો, પડતો આખડતો, પાછળ નજર પણ કર્યા શીવાય દોડતો બીજી ચોકી નજીક આવી પહોંચ્યો. ચોકીવાળાઓ 'ચોર નાસે છે' એમ જાણી તેની પાછળ પડયા. અને થોડે દુર જતાં કોટવાળને ઠેકર વાગી તેથી ધબ દઇ ભૂળ ફાકી ગયો. પોલીસો પણ પાસેજ આવી પહોંચ્યા અને 'પકડો ઉપર પાડુ' અને ફડાફડ ગડદા મુક્કી અને દંડા એવા માર્યા કે તેનાથી ઉભું પણ થવાયું નહીં. પોલીસો તેને ઉંચકી પોતાની ચોકીએ લાવ્યા. કોટવાળને આ વખતે ડુમો ભરાઇ આવ્યો હતો; તેથી એક શબ્દ પણ બોલી શકયો નહીં.

"અફસોસ! અફસોસ! ઇશ્વર! તેં મારે માટે આવાં સંકટો ક્યાં રાખી મૂક્યાં હતાં? તારી ગતી ન્યારી છે. નહીંતો મારું ગામ ક્યાં! પાંએર ક્યાં! અને આ પાટણમાં મારૂં આવવું ક્યાં! અને આવો બનાવ બનવો ક્યાં! મારા સ્વામી જે કુળમાં ઉત્પન્ન થયાછે, તેજ કુળના ઘણાખરા રાજ્યના ધણી છે, અને ઓ ઇશ્વર! એમણે તારો એવો શો અપરાધ કર્યોછે, કે તેમને નોકરી પણ નથી અપાવતો. અને આવાં ઉપરા ઉપરી સંકટનો વરસાદ શામાટે વરસાવે છે? હું સતી અને શું મારેજ હાથે તેર તેર ખુન!? હાય, પણ કોઇનો શો વાંક? હુંજ કેવી મૂર્ખ કે આવી નીચ ગુણકાને હાથે પકડાઈ?!! પ્રથમથીજ મને વ્હેમ હતો; છતાં મેં તેનો કાંઇ તપાસ કર્યો નહીં. તોજ હું આ દશાને પામી. મારા સ્વામી જ્યારે મકાન જોઇ મને હર્ષ ભેર તેડવા આવ્યાહશે, અને મને ન-

હીં જોઈ હોય, ત્યારે તેમને કેટલો ધાસ્કો પ-
ડ્યો હશે? અથવા તેમને મારે વીષે કેવા કે-
વા સંકલ્પ વિકલ્પ થતા હશે? પણ હાય! તે-
મને ક્યાંથી ખબર કે હું અહીં છું? નહીંતો
એ કમજાતનો શોભાર? તરતજ તેનું માથું.
ધડથી જુદું કરી મને લઇ જાય. હવે તે મા-
રી શોધમાં કોણ જાણે ક્યાંએ નીકળી પડ્યા
હશે! ઓ ઇશ્વર, હવે હું એમને ક્યાં મળીશ?
મારા ધારવા પ્રમાણે તો સીધરાજ ડાહ્યો છે;
પણ કદાચ તેના મનમાં મારે વિષે વાંકું આ-
વ્યું, તો ખચીત મને સુળી કે ફાંસીનો હુકમ
થવાનો" એમ અનેક તુરંગ ઉઠાવતી આ સ્ત્રી
બેઠી છે.

જ્યાં પાંચનો ટકોરો થયો, કે એક પો-
લીસે આવી ચોકી ઉપર ખબર કરી, કે મહા-
રાજા જાગૃત થયાછે. ચોકી વાળાઓ પકડેલા
ચોરને લઈ સીધરાજના દીવાનખાનામાં હા-

જર થયા. લાઇટ ઘણી હોવાથી સીધરાજે તે-
તે ઓળખ્યો. અને પોલીસો પણ પોતાના
અમલદારને પકડેલો જોઇ ફીકા પડયા. સઘ-
ળા બીધા કે કોટવાળ આપણુને શું કરશે?
સીધરાજે હસ્તે ચહેરે કહ્યું "અમરશી આશું?
તમારી સ્થિતી આમ એકાએક કેમ બદલાઇ
ગઇ?" "મહારાજા ધીરાજ" કોટવાળ સલામ
કરી બોલ્યો "જામોતી ગુણકાના મહેલમાં મા-
રા પુત્ર લાલજીનું ખુન થયું છે. વળી તે ખુ-
નની તપાસ કરતાં બીજા બાર સિપાઇઓ મ-
રાયા છે. એ બાબતની ખબર કરવા તથા બી-
જા પોલીસની મદદ માગવા હું આવતો હતો,
તેવામાં પવનથી ફાનસ હોલાઇ ગયું. તે ર-
સ્તામાંજ પડતું મૂકી આપના તરફ આવતો
હતો. આ ચોકી સુધી આવ્યો, એટલે આ
નીમક હરામ સિપાઇઓએ મને પકડી બાંધ્યો.
મેં ઘણી રીતે તેમને સમજાવ્યા, પણ કોઇએ

સાંભળ્યુંજ નહીં. છેવટે અત્યારે આપના રૂ-બરૂ મને છુટાપણું મળ્યું છે." "શું તેર ખુન!!" સીધરાજ આશ્ચર્યતાથી બોલ્યો 'એટલી બધી ગુણકાની છાતી કદી ચાલેજ નહીં. ત્યાં કોઇ ક્ષત્રી કુળનું માણસ હોતું જોઇએ માટે ખાસ તેની તપાસ માટે મારે આવવું જોઇએ." એમ બોલી પોશાક પહેરવા માંડયો "તમે પણ તમારા હોદ્દાને લાયક નથી" સીધરાજે વળી આગળ ચલાવ્યું "કારણ કે તમારા પકડાવા માટે તમે જે કારણ બતાવો છો, તે તદન જુઠું છે. પણ હું એમ અનુમાન કરૂંછું, કે એકદમ તેરખુન જોઇ તમારા હોંજાજ ગગડી ગએલા. અને તમારો જીવ જોખમમાં પડશે એમ ધારી તમે પણ નાઠેલા. તેની બેભાનમાં તમે ફાનસ ત્યાં ભુલી ગએલા એમાં શક નહીં. ચાલો હવે તેને માટે પછીથી તપાસ થશે. માટે ચાલો. વાંચક આ

સ્ત્રી તો તેં ઓળખીજ હશે; તે સતી વિરમ-
તી હતી.

---

## પ્રકરણ ૧૩ મું.

'અરે મારી પ્રીયા કયાં ગઈ હશે? શું તે
ને કોઈ ઠગ લઈ ગયો હશે? પણ એમ બને-
જ નહીં. કારણકે તેના ગુણોથી હું સારી પે-
ઠે માહેતગારછું. તે ચતુરછે; અને કદી છેત-
રાય નહી તેવીછે. ત્યારે શું તે ક્ષત્રી કુળને
એબ લગાડી, તેના માત પીતાનું નામ બોળી,
મારૂં નાક કપાવી કોઇને લઇ નીકળી ગઈ હ
શે? પણ એ કેમ મનાય? કારણકે તે સતીછે
એમ હું સારી રીતે જાણુછું. મેં તેનાં ઘણાં
દ્રષ્ટાંતો જોયાંછે. વળી મારા પ્રત્યે તેનો પ્રેમ
શું ઓછો હતો? તો પણ સ્ત્રીનો વિશ્વાસ રા-
ખી શકાય નહી. તેનાં ચરિત્રોથી હું અજાણ

નથી. મેં ઘણી વાર્તા તથા નાટકમાં વાંચ્યુંછે, અને જોયું છે. 'તોપણ મારે તપાસ કરવી જોઇએ. એમ વિચાર કરતો જગદેવ પરમાર સ હવારમાં ઉઠયો. એવામાં નીચેથી ઘોડાની પડથી સંભળાઇ. અરે કાંઈ લશ્કર જાયછે કે શુ! લાવ જોઉંતો ખરો' એમ બોલી તે પુરૂષ બારીએ આવ્યો, તો પચાસેક સ્વાર સાથે સીધરાજને ઉતાવળે જતો જોયો. તે તુરત નીચે ઉતરી પડયો. અને લોકોમાં પડપૂછ કરતાં જણાયુંકે જામોતી નામની ગુણકાના ઘરમાં એકદમ તેર ખુન થયાંછે. તરતજ તેના શરીરમાં કાંઈ નવો ઉમંગ આવ્યો હોય, તેમ ઉતાવળો સીધરાજની સ્વારી પાછળ ચાલ્યો. સીધરાજની સ્વારી જામોતીના મહેલ પાસે આવી પહોંચી, કે બારી તોડી ખુની સ્ત્રીને પકડવા સીધરાજે પોલીસને હુકમ કર્યો. જેવો પોલીસ ઉપર ચઢયો તેવીજ છંછેડાએલી સિંહણની પે

કે ખુની સ્ત્રી બોલી 'દૂર રહેજે દુષ્ટ, જો મને જરા પણ હાથ અરાડ્યો તો એમજ સમજ જેકે આ તેરેને પાણી પાવા તું જવાનો. હું ગુણકા નથી કે તગારા જેવાં તરકડાંથી ડરી જઈશ. હું શીયાળ નથી, પણ સિંહણ છું' આ સાંભળી સિપાઈ તો ડરી ગયો, અને સી ધરાજ પાસે જઈ બોલ્યો "ખુદાવિંદ, ઓ બો લતી હેકે 'મેં ગુનકા નહીં હું કે તુમારેસે ડ ર જાયગી. મેં શિયાળ નહી હું, લેકીન સિં હનહું.' 'અચ્છા, ઉનકું બોલો' સીધરાજ બો- લ્યો 'કે મહારાજા સિધરાજ જયસિંહ તુમા- રા હાલ સુનનેકું ઇતેજાર હે' સીપાઈ પાછો બારી પાસે આવ્યો અને સીધરાજે કહેલો અક્ષરે અક્ષર કહ્યા 'સીધરાજને ખબર કર' ખુ ની સ્ત્રી બોલી 'કે ખરી ક્ષત્રાણી ક્ષત્રી સીવા- ય બીજા કોઇને પોતાની હકીકત કહેશેજ ન- હીં. સિપાઈ પાછો સીધરાજ પાસે આવ્યો

અને તેને કહેલી સઘળી હકીકત તેણે સીધરા જને નીવેદન કરી. 'મારી અટકળ ઘણે ભાગે ખરી પડીછે' એમ વિચાર કરતો સીધરાજ તરતજ ઉઠયો અને બારી પાસે આવી બોલ્યો 'ઓ સ્ત્રી, તારૂં ગામ કયુ? તારો પીતા કોણ? તારૂં સાસરૂં કયાં? તથા મારા રાજ્ય-માં આ પ્રમાણે તેર તેર ખુન કરી કાળો કેર વર્તાવવાનું કારણ શું? વિગેરે સર્વ હકીકત અ-થથી તે ઇતિ સુધી સાચે સાચી કહે. જો તું ખરી ક્ષત્રાણી હશે. તો એક શબ્દ પણ જુઠો નહીં બોલે.' 'ભલે મારૂં ગમે તેમ થાય, તો પણ હું જુઠું બોલનાર નહીં.' ખુની સ્ત્રી બોલી, મારૂં વૃતાંત ઘણું લાંબુછે પણ ટુંકમાંજ સાંભળો: —

મારો જન્મ ચાવડા વંશમાંછે. મારો સ્વામી જગદેવ પરમાર. તેમને તેમના પિતાએ દેશવટો દીધો તેથી તે નોકરી ખોળવા નીક-

ગ્યા. રસ્તામાં મારા પિતાના ગામમાં તેઓ આવી પહોંચ્યા. મને ખબર થઇ તેથી હું પણ તેમની સાથે નીકળી. ચાલતાં ચાલતાં અનેક સંકટો સહન કરતાં અમે ગઈ કાલે સાંજે આ શહેરની ભાગોળે આવી પહોંચ્યાં. પરમાર મને બેસારી મકાન શોધવા ગામમાં આવ્યા. હું મારા સ્વામીની રાહ જોતી બેઠીછું એટલામાં આ મકાનની માલેક ગુણકા મારી પાસે આવી બોલી 'હું સીધરાજ મહારાજના જનાનખાનાની દાસીછું અને તેમણે મને આપને તેડવા મોકલ્યાંછે. પરમાર ત્યાં બેઠા છે, મેં ખરૂ માન્યું, અને તેના સીગ્નરામમાં બેઠી. તે મને અહીં તેડી લાવી. પ્રથમ વાળુને માટે મીઠાઈ આવી જે મેં અડચણ બતાવી ના પાડી. ત્યાર પછી 'ખાસ મહારાજાને રસોડેથી આ થાળ પરમારે મોકલાવ્યોછે એમ કહી મોળી પુરી લાવી. મેં મારી રૂચ પ્રમાણે ખાધું

એટલે દાસીએ પલંગ પાથર્યો. આખા દિવસના શ્રમને લીધે હું સુતી અને તરતજ નીંદ્રા વશ થઇ. થોડી વારમાં એક ઉછાંછળો જુવાન મારા ઓરડામાં આવ્યો. તે મારા પલંગપર બેઠો કે તરતજ હું ચોંકી ઉઠી અને મારો કટાર કાઢી સાવધ થઈ. પ્રથમ મેં તેને બહુ સમજાવ્યો પણ તેણે માન્યું નહીં. પણ 'તારે માટે તો મેં દસ હજાર ખર્ચ્યા છે' એમ બોલતો તે જુવાન મારા ઉપર ધસો. મેં મારા શીયળના રક્ષણાર્થે તેના પેટમાં કટાર ભોંકી; જેથી તે મરી ગયો. સિપાઇઓ પણ જ્યારે મારાપર ધસી આવ્યા, અને સમજાવવા છતાં સમજ્યા નહીં ત્યારે મેં તેમને પણ તે જુવાનના સંઘાતી કર્યા." 'જગદેવ પરમાર!' સીધરાજ વિચાર કરતાં બોલ્યો "તે કાંઇ મારા ઓળખ્યામાં આવ્યો નહીં." "જો હું ભુલતી ન હોઉં તો સીધરાજ જયસીંહદેવ તેમનો માંમો થાય

છે” વિરમતી બોલી. “હાં, હાં, ઓળખ્યો” સીધરાજ યાદ આવ્યાંથી હર્ષમાં બોલ્યો “શું મારા ભાણેજને અને તેની પત્નીને આટલું બધું દુ:ખ!” સિપાઇઓ તરફ ફરી બોલ્યો “પકડો, સિપાઇ, એ નીમકહરામ દુષ્ટ જામોતીને પકડો તરતજ હુકમ અમલમાં આવ્યો. અને જામોતીને ચળકતા લોઢાની બંગડીઓ પહેરાવામાં આવી. “વિરમતી” સીધરાજ બોલ્યો “હું તમારા પતીની ખોળ કરૂં છું. પણ તમે હાલ આ સીધરામમાં બેશી જનાનખાનામાં જાવ.” “એમ કદી બનેજ નહીં” વિરમતી બોલી “જ્યાંસુધી હું જગદેવ પરમારને નહીં જોઉં ત્યાં સુધી કદી પણ બહાર નીકળનાર નથી.” આખા ગામમાં “ખુનીસ્ત્રી જગદેવ પરમારની, ખુની સ્ત્રી જગદેવ પરમારની, ખુની સ્ત્રી જગદેવ પરમારની એમ બુમ ઉઠી રહી હતી. જગદેવ પરમાર પોતાની સ્ત્રીની

શોધ થઇ જાણી ખુશી થયો, અને ટોળા વચ્ચે થઇ સીધરાજપાસે આવી બોલ્યો "માંમા, જગદેવ પરમાર તે હું." સીધરાજ ખુશી થયો અને વિરમતીને જનાનખાનાગાં લઈ જવામાં આવી. માંમો ભાણેજ બન્ને વાતો કરતા ચાલ્યા. અને જમોતીને પાછળ લાવવા પોલીસોને હુકમ થયો.

---

## પ્રકરણ. ૧૪ મું.

બરાબર અગિઆર થયા છે. નિશાળમાં છુટી થવાથી છોકરાં ગમત કરતાં ઘર તરફ જતાં દ્રષ્ટી ગોચર થાયછે. નોકરો તથા અમલદારોથી કચેરી ખીચોખીચ ભરાઇ ગઈ છે. નગર લોકોનાં ટોળે ટોળાં હજુ ઉત્સાહ ભેર મહારાજા સીધરાજની કચેરીમાં આવતાંજણાય છે. છડીનો સાદ સંભળાયો કે સઘળા ઉભા થઇ ગયા. અને જગદેવ પરમાર સાથે સીધ-

રાજે પ્રવેશ કર્યો. બન્નેના બેઠા પછી સઘળું કચેરી મંડળ બેશી ગયું. થોડીવાર વિરમતીનાં વખાણ કર્યા બાદ સીધરાજ બોલ્યો "આપણી સગાઇથી તમે અજાણ નથી. તો ઇશ્વરે મને જે સામર્થ આપ્યું છે તેથી મારે તમને આંહીજ રાખવા. તમે બીજા રાજમાં નોકરી કરો એ મને ઘણું શરમ ભરેલું છે. માટે હવે તમે અહીંજ રહેવા દ્રઢ વિચાર રાખો. દર માસે તમારા ઘર ખર્ચ જોગ બે લાખ રૂપીયા હું તમને ઘેર બેઠાં પહોંચતા કરીશ." જગદેવ પોતાના મામાનો ઉપકાર માનતાં કાંઇ બોલેછે, તેવામાં કોટવાળ મોટેથી બોલ્યો "આ ન્યાય ન કહેવાય. તેર ખુન કરનારને કાંઇપણ શિક્ષા ન કરતાં ઉલટી સાબાશી આપવી એ ન્યાય નથી. આ પ્રમાણે પક્ષપાતી ન્યાયથી તો ખુનીઓનો જુસ્સે ઉપસી આવ્યા વિના રહેશે નહીં. અને તેથી આખા રાજ્યમાં તોફાન થ-

શે; જે સમાવતાં આપને ઘણું મુશ્કેલ પડ-શે.” “કાંઇ ફીકર નહી” સીધરાજ હશીને બો-લ્યો “હવે એ બાબતની તમને ફીકર નથી. તમારાં દરેક કૃત્યની ખબર મને પડીછે; અને તમે તમારા હોદ્દાને લાયક છો કે નહી તે સારી પેઠે જાણુંછું. રાતની વખતે હાથમાં આવેલા દાગીના તથા બીજો કીમતી સામાન રાજ્યમાં બીલકુલ જાહેર ન કરતાં પોતાને ઘેર લઇ જવો, લોકોને મારી ઝુડી તેમની પાસેથી ચીવા સામનનો પણ કર લેવો, પોલીસો રાજ્યમાં ખબર ન આપે માટે તેમને ધમકી આપવી એ સઘળો ન્યાય! ખરૂં કે?” કોટવાળ શરમાઇ ગયો ને નીચું જોઈ બેઠો; તેવામાં એક મોદીએ આવી અર્જ કરી “મહારાજા ધિરાજ, આપના જેવા ન્યાયી રાજાના અમલમાં પણ અમને કેટલું દુ:ખ! કોટવાળ અમે તેટલો જુલમ કરે કે છેવટ ખુન પણ

કરે તેને કોઈ પૂછનારજ નથી? આશું?" "શું છે?" સીવરાજ બોલ્યો "તમારા બોલવાનો ગમ મને કાંઇ સમજાતો નથી. શું કોટવાળે ખુન કર્યું છે?" 'ના.' મોદીએ જવાબ દીધો "હજુ અરધું પરધું બાકી છે તે હમણાં પુરૂં થશે. એક બે કલાક પણ હવે ભાગ્યેજ વિતશે." "એટલે?" "મહારાજા ધીરાજ" મોદી બોલ્યો "ગામમાં કોટવાળની એટલી તો ધાસ્તી પેશી ગઇ છે કે તે આવતો જણાય છે તો લોકો ઉભા થઇ તેને અર્ધા નમી સલામ કરેછે. અને કદાચ કોઇ તેમ કરતાં ચુક્યો તો તેને ભારે શિક્ષા ભોગવવી પડેછે. એ વાતની મને તો સારી પેઠે ખબર હતી, પણ ગઇ કાલ સાંજે મારો એક પંદર વરસનો દીકરો દુકાને બેઠો હતો તેને ખબર નહોતી, તેથી તેણે સલામ કરી નહીં. તરતજ તેને પકડી પોલીસો લઈ ગયા. મને ખબર પડી

એટલે લાગલોજ હું કોટવાળને ઘેર ગયો, મેં ઘણી આજીજી કરી વિનવ્યો પણ માન્યું નહી. પણ છોકરાને સખત માર માર્યા બાદ મારી પાસે તેને છોડી મૂકવા સારૂત્રણસેરૂપીઆ માગ્યા. હું લાચાર કે મારી પાસે તેટલા રૂપીઆ તુ-તાતુર્ત નથી. છોકરો હજી કોટવાળના ઘરમાં-જ ગોંધાએલો છે. તે ભૂખ્યો છે તેની મને ફિકર નથી પણ કદાચ તરસથી મરી ગયો હશે, અથવા તેના આખા શરીરે લોહીની છોળો ઉડી રહી હતી તેથી તે કેવી રીતે સુ-તો હશે, અથવા આખી રાત્રી તેણે કેવા દુઃ-ખ માં ગુજારી હશે વિગેરે સાંભરી આવ્યાથી મારી આંખો આંસુથી ભરાઇ આવે છે. હું પણ હજુ કાલનો ભૂખ્યોજ છું" આ હકીક-ત સાંભળી સીંઘરાજના ગુસ્સાનો પાર રહ્યા નહીં. તેનું મુખ છંછેડાએલા સિંહની પેઠે વિ-કાળ દિસવા લાગ્યું. પણ પોતાના ગુસ્સાને

રાખી રાખી તે છોકરાને કોટવાળની ઓરડી-માંથી પોતાની હજુરમાં લાવવા હુકમ કર્યો. હુકમ થતાંજ સિપાઇઓ છુટયા. અને એક પળમાં તેઓએ તે છોકરાને સીધરાજની સમ-ક્ષ આણ્યો. તેનું શરીર ફાટી ગયું હતું અને હજુ પણ તેમાંથી ધીમે ધીમે લોહી વહેતું હતું. તેનું મોં સર્વ કોઇને દયા ઉત્પન કરા-વતું હતું. સીધરાજથી તે જોઈ શકાયું નહીં, અને તેને ઘેર લઇ જઇ દવા કરવા હુકમ ક-ર્યો. બાદ કેટલીક વારે સીધરાજે ધીક્કાર ભ-રેલી રીતે કોટવાળને કહ્યું "નિમકહરામ કૂત-રા, આજથી તું કોટવાળને નામે બોલાવવા અયોગ્ય છે. વિચારમાં ને વિચારમાં મારો જીવ ગભરાય છે, પણ તને શું શીક્ષા કરવી ને મને બીલકુલ સુજતું નથી. પ્રજાપર વર્તા-વેલા જુલમ (કેર) ને માટે હું તને દેહાન્ત દંડની શિક્ષા કરૂં તો પણ તે બસ નથી.

વે મારે તને કઇ શિક્ષાએ પહોંચાડવો ?
, હમણાંજ તું જોકે જે રાંક પ્રજાને તેં
શય દુઃખ દીધું છે તેજ પ્રજાના હાથથી
કેટલું સંકટ ભોગવવું પડેછે?! ” આટલું
l જામોતીને લાવવા હુકમ કર્યો. જે તુરત
ર થઇ સીધરાજને વંદન કરી ઉભી રહી.
પણ સીધરાજનો જુસ્સો દબાયો નહતો.
1મોતી તરફ દાંત કકડાવી બોલ્યો ‘અબો
ય કરનારી દુષ્ટા, તેર તેર ખુનનું કારણ
ાતેજછે. તમારાં ભયંકર ખુની કૃત્યો તર
૪ર કરતાં તને અને (કોટવાળ તરપ ફ-
આ નીમક હરામ કૂતરાને શું કરવું તે
તું નથી. લઇ જાઓ, સીપાઇઓ, એકદ-
ા કાળી સુરતો મારા મોં આગળથી દૂર
બંનેનાં મોં ઉપર કાજળ ચોપડી શહેર-
બરાબર મધ્ય ભાગમાં સરીયામ રસ્તા વ-
સામ સાંમી ગળા સૂલી દારો. અને છોક-

ડીઓ પાસે પથ્થર ભરાવી તેમનાં માથાં ફોડી નાંખો.' આ ભયંકર શિક્ષા અને સીધરાજનાં ક્રોધ ભર્યાં વચનોથી આખું કચેરી મંડળ ફ્રુજી ગયું. અગર જોકે આટલી બધી ભયંકર શિક્ષા તેમને અઘટીત લાગી, તોપણ સીધરાજની વિરૂદ્ધ એક શબ્દ વટીક કોઈ બોલી શક્યું નહીં. 'સીધરાજ ઘણા વિચારવંત માણસ છે પણ ક્રોધાવેશમાંજ આ અઘટીત હૂકમ કરે છે' એમ તેનો વજીર સારી પેઠે સમજતો હતો. તેણે શાંત પાડી સીધરાજને કહ્યું 'મહારાજ ધીરાજ, આપનો હુકમ ફેરવવા કોઈની હિંમત ચાલે તેમ નથી. તોપણ આ વખતે મારી અર્જ ધ્યાનમાં લઇ આપ તે હુકમને ફેરવશો. કારણ કે આ શિક્ષા આખા પ્રજા વર્ગમાં અઘટીત લાગેછે. અગર જોકે જોઇએ તે કરતાં એ શિક્ષા ભારે નથી; તોપણ પ્રજાનાં મન રંજન કરવાને અર્થે આપનો નિશ્ચય ફેર

વી તેમને દેશનીકાલ અથવા જન્મ ટાપુની શિક્ષા કરશો એવી સર્વ કચેરીમંડળ આશા રાખે છે.' સીધરાજ પ્રધાનને ઘણો અક્કલબાજ જાણતો હતો, તેથી તેનું મન સાચવવા માટે તે હમેશાં પેરવી કરતો. તે પ્રધાનની વાતને માન સાથે કબુલ રાખી બોલ્યો 'એવા પાપીઓ માટે દેશનીકાલ નથી કારણ કે તેઓ જ્યાં જાય ત્યાં પોતાં દુષ્ટ કર્મો કરી મનુષ્ય જાતીને પીડા કર્યા વિના રહે નહીં. માટે એવા ગુનેહગારોને છોડવા એમાં મોટું પાપ છે. માટે તમારા વિચાર પ્રમાણે તેને જન્મટાપુની શિક્ષા કરવી એ ઉત્તમ છે.' સઘળું કચેરી મંડળ એકે અવાજે ખુશાલીના પોકારથી "અહલ ઇન સાફી મહારાજાધીરાજ સીધરાજ જયસીંહદેવની જય' એમ બોલી ઉઠ્યું તેજ વખતે અમરશી તથા જામોતીને કેદી ડ્રેસ પહેરાવામાં આવ્યો. અને તેઓ પોતાનાં કાળાં મોં નીચાં રાખી સભામાંથી વિસર્જન થયાં.

## કુંડળીઓ.

સમજી શાણા શીખ લે, વાંચક મારા મિત્ર,
થા સમજુ સાવધ બની, વાંચી 'લાલ' ચરિત્ર;
વાંચી 'લાલ' ચરિત્ર, પ્રીત તજી દે પરનારી,
પરહર ગુણકા નીચ, મુક્ત થા વ્યસન વિસારી;
કર કિરતીની આશ, અમરશી રીતી વરજી;
'હિમત' નિતી રાખ, શિખ લે શાણા સમજી.

## સમાપ્ત.



## જાહેર ખબરો.

મફત!　　　　મફત!

### માત્ર પરોપકારાર્થેજ.

**દંતમંજન પાઉડર**—દાંત તથા દાઢનો ગમે તેવો, દુખાવો, કળતર, તથા લોહી નીકળવું વિગેરે પીડા એકજ વખત દાંતે દેવાથી મટી જાયછે.

**સુરમો**—આંખે પડતી ઝાંખ, ફુલુ, કળતર, ગરમી વિગેરે દરદો ઉપર જાદુઇ રીતે ફાયદો કરેછે.

બન્ને દવાઓ જાતે બનાવેલી તથા અજમાવેલી છે. દરેકને માટે ટપાલ ખર્ચનો એક આનો મોકલવો.

**નડીઆદ.** } **મોતીરામ મોહનદાસ.**
હીંમત ઓફી- } પીંપળી પોલીસ પટેલ.
સ. **મુ.** પીંપળી ધોળા થઇ.

# વાણીયાવિદ્યા ભાગ ૧ લો.

ઘંતર, મંતર, જંતર કે વશીકરણ વિગેરે વિદ્યા વાણીયા વિદ્યા આગળ કાંઇજ નથી. જેણે એ વિદ્યા સાધી તેને બીજી કોઇપણ વિદ્યાનો ખપ પડતોજ નથી. વજ્રના કોટમાં ભેરાએલો, દુશ્મનથી સપડાએલો, કે મોતની અણી ઉપર આવેલો, આ વાણીયા વિદ્યાથી મુક્ત થઇ શકે છે. આ પુસ્તકમાં વણીક ચરીત્રનોજ ચીતાર આપેલો છે. જે એવો રસમય છે કે ગમે તેવા દુખી માણસને પણ એકવાર ખડખડાટ હસાવી શકશે.

ફકત એક આનાની ટીકીટ મોકલનારને તૈયાર થએ પહોંચતી કરવામાં આવશે.

**ઉત્તર સીતાહરણ નાટક.**—આ નાટક ઘણું રસીક છે અને કીંમત ફકત રૂ. ૦—૩—૦ આના જેવી જુજ છે. તો મંગાવી હ્યો ની-

એને સીરનામેથી. ટપાલ માફ.

જાવું, વાચાબંધ ગળાનું બેસીજવું તથા છાતીનો દુખાવો એ રોગોને જડમૂળથી ઉખેડી શરીરને પુષ્ટી આપે છે. તેમ એ ગોળીઓથી પેહેલેજ દહાડે ફાયદો થાયછે.

**વાપરવાની વિગત**—ડબી સાથે મળશે.

**કીંમત** ગોળી ૩૬ ની ડબી ૧નો રૂ. ૧ પોષ્ટેજ જુદું.

---

**સર્વોત્તમ ધાતુ પુષ્ટીને માટે**

શુદ્ધ જાડ પાલાથી બનાવેલી.

# કંદર્પજીવન ગોળીઓ.

---

એ દવાથી ધાતુનુ પાતળુ પડવું પેશાબમાં ધાતુનું જવું અને (નપુસક) નામર્દીમાં આવી પડેલા પુરૂષોને માટે કંદર્પજીવન ગોળીઓ

એવી તો અક્ષીર છે જે માત્ર ૭ દહાડામાં ધાતુ પુષ્ટી કરી નવી જુવાની બક્ષી મરદીને વધારે છે.

વાપરવાની વિગત ડબી સાથે મળશે.

કિમ્મત શીશી ૧ના રૂ. ૧॥ પોષ્ટ જુદુ

| દવા મળવાનું ઠેકાણું<br>ડેન્સોહોલ પાસે<br>**કરાંચી.** | બનાવનાર<br>વૈદ્યશાસ્ત્રી<br>**વાલજી લછારામ** |
|---|---|

---

**'વાણીયા વિદ્યા'**માં જાહેર ખબર છપાવવા મરજી હોય તેમણે તુરતમાં લખી મોકલવી. યાદ રાખજો કે અમારા પુસ્તકમાં જાહેર ખબર છપાવનારને અમુલ્ય લાભ મળેછે. તથા દરેક પુસ્તકની એક હજાર પ્રત કરતાં પણ વધારે નીકળે છે. ભાવ એક આને એક લાઇન એક રૂપીયાની ૨૦ લાઇન.

સદર પુસ્તકના કર્તા.

# અગાઉથી આશ્રયઆપનાર ગ્રાહકો.

## નડીયાદ.

૧ શંકરલાલ છગનલાલ શાહ.
૨ અમરતલાલ માધવલાલ દેસાઇ.
૪ ઉમીયાશંકર ગંગાશંકર ત્રવાડી.
૧ મણીલાલ જેચંદ દોશી.
૨ ચુનીલાલ જેચંદ "
૧ ગાણેકલાલ નાનાભાઈ શાહ.
૧ વ્રિજલાલ લલ્લુભાઇ શાહ.
૧ મથુરભાઇ ગીરધરભાઇ પટેલ.
૧ રહેમત રસુલ.
૧ શોભાભાઈ ગોકળદાસ
૨ હરીલાલ છગનલાલ પંડયા.
૧ ભઇલાલ હરીવલવદાસ શાહ.
૧ મોતીભાઈ નાથાભાઇ પટેલ.

૧ મુળજીભાઇ ભુલાભાઈ કાર્પેન્ટર

૧ નથુભાઇ માધવભાઈ કલાલ.

૧ વ્હોરા જમાલ કરીમ.

૧ ધુળાભાઇ કીશોરભાઇ કાર્પેન્ટર

૧ હીંમતલાલ મગનલાલ

૧ ત્રીકમલાલ જીવા ભાઇ પટવા.

૧ પુંજાભાઈ બકોરભાઈ

## ભાવનગર.

૨૦ છગનલાલ હરખચંદ શાહ.

## મોગર.

૧૦ ગોશ્વામી. માધવગર નાગધગર.

## ઇંદોર છાવણી.

૫ વ્હોરા. રહેમત નાથા.

## આણંદ

૧ માણેકલાલ ત્રીભોવનદાસ

**અચેસરા**

૨ ગોવીંદરામ દયાશંકર મારતર.

---

મી. મોતીરામ મોહનદાસ તરફથી

**પીંપળી**

૧ રાઓળશ્રી. ભીમસીંહજી ખોડાભાઈ
૧ ,, દોલતસીંહજી ગોડભાઇ
૮ બાવા. લક્ષ્મીરામ વિ મોતીરામ
૧ ભટ. મુળાશંકર કલ્યાણજી ધારૂકાના
૧ પટેલ. રણછોડ ધનજીભાઇ ગાણીયા.

**રામપર**

૧ રાઓળશ્રી. જેસીંગજી વિ જેમલસીંહજી
૧ ,, ભવાનીસીંહજી વિ વાઘજીભાઇ
૧ બા સાહેબ શ્રી. અમજીબા વાઘજીભાઇ
૧ કુમાર. બાદુર અનેસંગજી

૧ સુતાર. વિરજી વિલાલજી

૧ રબારી, નારણ વિ. માલસુર

## પાટી

૧ રાઓળશ્રી. ભોજરાજજી ફતેસીંહજી દરબા-
ર સાહેબ.

## જુની રાજ સ્થળી

૧ રાઓળશ્રી. પ્રગાતસીંહજી રધાભાઇ

૧ „ ગુલાબસીંહજી પાતાભાઇ

## નવી રાજ સ્થળી

૧ શા. કેશવજી વિ. રાગજી પોલીસ પટેલ.

## રંઘોળા તા. ભાવનગર

૧ ગોહેલશ્રી. હરભમજી કલ્યાણસંગજી

૧ બાવા. મોહનદાસ બળીરામ



મી. જે. એન. ચોકશી તરફથી

## દહેલોલ

૧ રામચંદ્ર મહાશંકર પાઠક.
૧ ઝવેરીલાલ ભુલાભાઇ શાહ.

## જીતપુરા

૧ ગવરીશંકર ભવાનીશંકર ત્રવાડી.

## ભાવનગર

૧ ચુનીલાલ ત્રીભોવનદાસ ઠક્કર.
૧ ચુનીલાલ છગનલાલ શાહ.
૧ ત્રીભોવનદાસ નાથાભાઇ પટેલ.
૧ નરોત્તમદાસ તુળશીદાસ શાહ.

## વસો

૧ જીભાઈ ગોકળદાસ

## ધરમજ

૧ લલ્લુભાઇ નરસીંહભાઇ પટેલ.

## પાદરા

૧ ત્રીભોવન પુરશોત શાહ.

૧ ડાહ્યાભાઇ હેમચંદ શાહ.

## ચોળેરા

૧ હરીલાલ રૂઘનાથ રાઠોડ.

## પાળજ

૧ પ્રાણુલાલ મોતીલાલ ભટ.

## કલોલ.

૧ ગોરધન મોતીભાઈ બારોટ.

## ઉમરેઠ.

૧ જસવંતલાલ ભુખણુલાલ દ્વીવેદી.

## ભોળાદ.

૧ જગજીન પુરૂષોત્તમ ભટ.

## પલસાણા.

૧ વલભરામ જેશંકર

## સોજીત્રા.

૧ દ્વારકાંદાસ ભાઇતારાંમ કાછીયા.

## પીજ.

૧ નારણભાઇ બહાથા. પટેલ.

૧ પુરશોતમ વાલજીભાઇ પટેલ.

## હાંસોટ.

નથુભાઇ તુળજારામ હાંસોટી.

---

અને એ શીવાય બીજા વડોદરા કળાભુ-વનના મીત્રો.*

૧ હોરા. ગફુર હસન બેહવા.

૧ મંગળ પ્રેમચંદ ભાવસાર કહલાલ.

---

* ઘણાં નામ મોડાં આવવાથી રહી ગયાં છે.

## લીલીયા મોટા

૧ જગજીવનદાસ ગોપાળજી ગાંધી.

## સુરત.

૫ બાલાજી મગનલાલ શાહ.

## સાયલા

૫ વકીલ. છગનલાલ ગોકળદાસ તરફથી.
૨ શાહ. જીવરાજ નીમચંદ આસિસ્ટંટ.
૧ ,, ગુલાબચંદ જેશીંગ રૂપે આસિ.
૧ ,, નાગરદાસ લવજીભાઇ આસિ.
૧ ,, છગનલાલ ડામર સરાફ.
૧ ,, જેચંદ માણેકચંદ સ્કૉલર
૧ ,, શીવલાલ હીરાચંદ આસિ.
૧ ,, ઓઘડ બાવાભાઇ સરાફ.
૧ રા. રા. છોટાલાલ ઉજમશી શાહ.
૧ શાહ. પોપટલાલ સોમચંદ આસિ.

## સોગાસર

૧ પંડ્યા. મણીશંકર મુળજી વિદ્યાર્થી.

## કઠલાલ.

૧ ભાવસાર. મંગળ પ્રેમચંદ

## મુંબઇ.

૧ લલ્લુભાઇ છગનલાલ

## વાડીયા.

૫ બાપુલાલ હરીભાઇ શાહ.
૧ ચુનીલાલ છગનલાલ બક્ષી.
૧ નરોતમદાસ તુળસીદાસ ,,
૧ વેણીશંકર માધવજી શુકલ.
૧ વલભરામ ગુલાબચંદઃ મેહેતા.
૧ વાઘજીભાઇ મથુરભાઈ પટેલ.
૧ બાપુભાઇ ભવાનદાસ સુતાર.
૧ ગોરધનભાઈ મોતીભાઈ બારોટ.

૧ ખુશાલભાઇ કશનજી દેસાઈ.<br>
૧ ગોપાળજી રણછોડ ,,<br>
૧ કુંવરજી કિસનજી ,,<br>
૧ ભગવાનજી દયાળજી ,,<br>
૧ રણછોડજી લલુભાઇ ,,<br>
૧ મકનજી ભીગભાઇ ,,<br>
૧ હરીભાઈ ગોપાળજી ,,<br>
૧ સીવભાઇ ઠકોરભાઇ<br>
૧ મોતીભાઈ હરીશંકર જોશી.

---

